# યમરાજના દરબાર



કિં. રૂ. ૧-૮-૦

# યમરાજનો દરબાર

અથવા

# આત્મહત્યા રહસ્ય



પ્રયોજક-દીનબંધુ

સંવત ૧૯[illegible]

કિં. રૂા. ૧॥

# યમરાજનો દરબાર

## અથવા

# આત્મહત્યા રહસ્ય

---

### પ્રસ્તાવ

રાત્રિના બારનો સમય હતો. આકાશ મેઘમાળાથી ઢંકાઈ ગયું હતું. આખી પૃથ્વી પર અંધકાર વ્યાપી રહ્યો હતો. ગગનમંડળમાં એક પણ તારાનું દર્શન થતું ન હોતું. ક્વચિત્ ક્વચિત્ વિદ્યુતના ચમકારા થતા હતા. ગડગડાટથી હૃદય કંપી ઉઠતું હતુ. આકાશમાંથી મેઘની ધારાઓ છૂટતી હતી. પવનના સપાટા જેમ જેમ લાગતો જાય તેમ વરસાદથી કોટને ભીંજાવા નહિ દેતાં સિનેમામાંથી નીકળી મારા માર્ગે ઘર તરફ હું ચાલ્યો જતો હતો, એટલામાં ટ્રામના પાટા પર એક મોટો પદાર્થ પડ્યો હોય એવો અવાજ થયો. તરતજ હું ત્યાં જઈને દોડી પહોંચ્યો.

ત્યાં જઈને મેં શું જોયું? એક ભયંકર દૃશ્ય મારી નજરે પડ્યું. એક સોળેક વરસના સુંદરીએ બીજા માળની બારીએથી પડી આત્મહત્યા કરી હતી. નીચે પડતાંજ તેનો પ્રાણવાયુ ઉડી ગયો હતો. તેના મસ્તકના ચૂરેચૂરા થઈ ગયા હતા. સુભાગ્યે એક પોલીસ કોન્સ્ટેબલ ત્યાં આવી પહોંચ્યો. અમો બન્નેએ ઉપર જઈ તપાસ કરી. સર્વત્ર શાંત હતું. બીજા માળપર એક પણ દીવો દીખાતો નહોતો, એટલામાં

એક બુઢીયાને ચુપચુપ દાદર ઉતરી જતાં અમે જોઈ. પોલીસે તરતજ તેને પકડી અને બે ચાર થાપડ લગાવી કહાડી. ભયની મારી બુઢીયા બોલી ઉઠી:-“ મને મારશો નહિ, હું બધી હકીકત તમને કહી દઉં છું. આ ઘર કેટલાક બદમાશ લોકોએ ભાડે રાખ્યું છે. અનાથ અને નિરાધાર સ્ત્રીઓને ઉપાડી લાવી તેઓને અનીતિના ધંધામાં પાડી તેઓ દ્વારા કમાણી કરવાનો કિંવા વેચી નાખી પૈસા પેદા કરવાનો તેઓ એક જાતનો વેપારજ લઈને બેઠા છે. આજે રસ્તામાં જે બાઈ પડી છે, તેને ત્રણ દિવસથી તેઓ ક્યાંકથી ઉપાડી લાવ્યા હતા. તેના વર્તનથી તે કોઈ શ્રીમંત કુટુંબની દીકરી હોય તેમ જણાય છે. હું તેને ઓળખતી નથી. તેમ તેણે પણ પોતાનો ભેદ જણાવ્યો નથી. અહિંથી છુટવા તેણે બદમાશોને ઘણા કાલાવાલા કર્યાં, પણ તેઓએ માન્યું નહિ. બાઈએ ત્રણ દિવસથી અન્નત્યાગ કર્યો છે. તેવી સ્થિતિમાં બદમાશોએ તેના પર અત્યાચાર કર્યો. આખર બાઈ છત્રપર ઉપર થઈ અને બારીમાંથી તેણે બહાર નખાવી દીધું. બદમાશો પછવાડેના બારણાંથી ચાલ્યા ગયા છે. હું તો માત્ર તેમનું ઘર સાચવનારી નોકરડી છું માટે મને મારશો નહિ.”

બુઢ્ઢીની હકીકત સાંભળ્યા બાદ પેલી બાઈના મડદાને તેમજ બુઢ્ઢીને પોલીસ સ્ટેશન પર લઈ જવામાં આવ્યા અને મને પણ સાથે સાક્ષીદાર તરીકે લેવામાં આવ્યો. મારી જુબાની લઈ બીજે દિવસે પોલીસ સ્ટેશનમાં હાજર થવાનું કહી, પોલીસ ઇન્સપેક્ટરે મને રજા આપી.”

રાત્રિના આ ભયંકર બનાવે મારા મન પર સજ્જડ અસર કરી. આત્મહત્યા કરવાવાળાઓને આર્ય શાસ્ત્રોના કહેવા મુજબ નરકમાં વાસ થાય છે, એ સુત્રનું મને સ્મરણ થતાંજ મારા હૃદયમાં કંપારી છુટી. એક પતિવ્રતા સ્ત્રીનું પાતિવ્રત્ય કુછંદ લોકો

નાશ કરવાનો પ્રયત્ન કરે ત્યારે તેણે જીવવું કે મરવું? આવા વખતે તે આત્મહત્યા કરે તો તે પાતક ગણાય કે કેમ? આવી આત્મહત્યા કરનારી સ્ત્રીને કાયદેસર સરકાર દંડી શકે કે કેમ? વગેરે અનેક પ્રશ્નો મારા મસ્તિષ્કમાં ઘોળાવા લાગ્યા.

હું ઘેરે જઇ બિછાનામાં પડયો; પણ મને ઉંઘ આવી નહિ. પુનઃ પુનઃ તે બાઇનાજ વિચારો મારા મનમાં આવવા લાગ્યા. આખરે કંટાળી કપાળપર ઠંડા પાણીનું પોતું મૂકી હું સુતો. પાણીની ઠંડકથી મને કંઇક નિદ્રા આવી. નિદ્રા આવ્યાને પંદરેક મીનીટ થઇ હશે એટલામાં હું સ્વપ્નાવસ્થામાં પડયો— મ્હોટી ધૂમાધૂમ અને રડારોળ થઇ રહી હોય એવો અવાજ મારા કાને આવ્યો. તરતજ હું ઉઠીને ઉભો થયો અને બારીમાંથી જોયું તો જણાયું કે યમપાશમાં દસ પંદર માણસને બાંધી ભયંકર યમદૂતો તેઓને જોર જુલમથી ઘસડીને લઇ જતા હતા. તે લોકો યમદૂતોને પગે પડતા હતા. કોઇ વિનતિ કરતા હતા. તેની આ બધી ગડબડ થઇ રહી હતી. તેઓમાં એક યુવાન વયની તરૂણ સ્ત્રી પણ હતી અને માથાના વાળ પીંખી મ્હોડા પર તમાચા મારી મ્હોટેથી આક્રોશ કરી કહેતી હતી કે, "હું જરૂર આવું છું પણ મને એકવાર મારાં બચ્ચાંને મળી લેવા દો." પરંતુ યમદૂતો તો તેઓને ખેંચી જતા હતા અને જેઓ ચાલવાને આનાકાની કરતા તેઓને ચાબૂકના તડાકા લગાવ્યે જતા હતા. તેઓની આવી સ્થિતિ જોઇ મારા મનમાં દયા ઉત્પન્ન થઇ. મેં મ્હોટેથી બૂમ પાડીને કહ્યું:—"અરે! આ શું? આ બધા લોકોને કેમ મારો છો? તેમના દિલમાંથી આટલો બધો ધામ છૂટયો છે તો તેઓને થોડો વીસામો તો લેવા દો."

ત્યારે તેઓમાંથી એક યમદૂત મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો:—"તારે શી પંચાત છે? તું તારે રસ્તે જા. આ બધા પાપીઓ

છે અને તેઓને અમારા માલેકની પાસે લઇ જઇએ છીએ.''

મેં કહ્યું.-'' પણ તમે તેમને જરા વિશ્રાંતિ તો લેવા દ્યો ? સ્ત્રીઓની તો જરા દયા લાવો ! જુઓ, પેલી નાજુક સ્ત્રી કેવી દુઃખથી ગભરાઇ ગઈ છે ! ''

યમદૂતે ઉત્તર આપતાં કહ્યું:-'' અરે ભાઇ, આ બધા આત્મહત્યા કરવાવાળા પાપીઓ છે. સૌ કરતાં તે બાઇ જ વધારે પાપી છે. એ રાંડ કર્કશાએ તો પોતાના બાળકને મારી નાખી પછી પોતાનો જીવ દીધો છે. તેનાપર કેવી દયા અને માયા ! તેણે તો બાળહત્યા કરી અને આત્મહત્યા પણ કરી છે ! ''

તેના આટલા શબ્દો સાંભળતાં જ હું તે પાપીઓની દયા ખાતો વિનંતિ કરતો તેના પગ પકડવા લાગ્યો. પગ હાથમાં આવ્યા નહિ એટલે મેં તેનું ધોતીયું પકડયું. તરતજ તે મારી સાથે જ ઉડયો. આ વખતે હું બેશુધ્ધ થઇ ગયો હતો. પછી થોડા વખત બાદ જોઉં છું તો યમરાજના દરબારમાં બેઠેલો મને જોયો. મુખ્ય સિંહાસન પર યમરાજ બેઠા હતા. એક બાજુ કેદીઓની માફક પાપી લોકો ઉભા હતા અને સિંહાસનની બાજુમાં ચિત્રગુપ્ત ચોપડો લઇ બેઠો હતો. આ બધો દેખાવ જોઇ મારા મનમાં આવ્યું કે, પરમેશ્વરની લીલાનો કોઇ પાર પામી શકતું નથી. આત્મહત્યા વિષેની મારા મનની શંકાનું સમાધાન મારા હાથે કરાવવાનો તેમનો ઇરાદો હશે, નહિ તો આવો ગોગાયોગ મેળવ્યો ન હોત

હું આનંદથી પ્રફુલ્લિત થઇ રહ્યો હતો એટલામાં યમરાજે મારી તરફ જોયું અને કહ્યું:—'' શું તમને બાલહત્યા અને આત્મહત્યા કરનાર બાઇની દયા આવે છે ? ચાલો સૌથી પહેલાં તેનોજ આપણે ન્યાય કરીએ. તમે ન્યાયાસનની પાસે બેઠેલા છો એટલે તેની જુબાની સાંભળ્યા પછી તમેજ કહેજો કે, તેનું પાપ કૃત્ય

કેટલું બધું ભયંકર છે."

યમરાજના આ શબ્દો સાંભળતાં જ મને પ્રતીતિ થઇ કે, આજે મને અસેસરની નહિ પછી જયુરરની જગા મળેલી છે. મે ઘણાજ આનંદથી 'ઠીક છે' એમ કહી પુછયું:-" આ બધા ગુન્હેગારોના સાક્ષી અહિં કયાં છે ? તેઓ તો મૃત્યુલોકમાં હશે અને તેઓનું આયુષ્ય પુરૂં થયા સિવાય તેઓ અહિં આવી કેમ પુરાવો આપી શકશે ? "

યમરાજે કહ્યું:-" અમારા દરબારમાં તેવી કાળજી રાખવાની જરૂર રહેતી નથી. ચિત્રગુપ્તના ચોપડામાં દરેક પ્રાણીઓનાં પાપ પુન્યની નોંધ હોય છે. જુબાની આપતાં તેઓ કાંઇ લપન છપન કરે તો ચિત્રગુપ્ત તેઓનું પાપ ઉઘાડયું પાડયા સિવાય રહેશે નહિ. વળી સત્યાસત્ય નિરખવા માટે ઇશ્વરે અમોને જ્ઞાનદ્રષ્ટિ નામનાં ચસ્માં પણ આપેલાં છે. તેનાથી જોતાં જ પુન્યવાન અને પાપીઓનાં અંતઃકરણો સ્પષ્ટ જોઇ શકાય છે. આમાં કોઇના લુચ્ચાઇ ચાલી શકે એમ નથી." એટલું કહી યમરાજે મને આસમાની રંગનાં ચસ્માં આપ્યાં. તે ચસ્માં ચઢાવતાં જ મારી નજરે મૃત્યુલોકનું આખુ જગત્ દેખાવા લાગ્યું. બુઢીયા, અને આત્મહત્યા કરવાવાળાં અનેક સ્ત્રી પુરૂષોને જોઇ હું આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયો. વારંવાર વિચારવા લાગ્યો કે, હું સ્વપ્નમાં તો નથી ! ચસ્માં કહાડી ફરી ફરીને હું જોવા લાગ્યો માત્ર સાદી આંખોથી કાંઇ પણ દેખાયું નહિ. ચસ્માં પહેરતાંજ ભૂતલ પરના સર્વ પ્રાણી માત્ર અને તેઓનાં અંતઃકરણ સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં. ચસ્મા લગાવીને જોતાં જ પહેલી દ્રષ્ટિ મારા ઘર તરફ વળી. ત્યાં અમારી નજીકમાં રહેતા એક ગૃહસ્થનું છોકરી દરવાજા પાસે બેસી રમતી મારી દ્રષ્ટિએ પડી. દરવાજાની બહાર એક માણસ ઉભો હતો, અને છોકરીને ખાવાનું આપવાની લાલચ આપી રહ્યો

હતો. છોકરી ખાવાની લાલચે તેની પાસે ગઇ. ચશ્માંમાંથી પેલા દુષ્ટ માણસનું અંતઃકરણ સ્પષ્ટ જણાઇ આવતું હતું. તેના મનમાં છોકરીને બાગમાં લઇ જઈ દાગીના કહાડી લેવાનું હતું; પરંતુ મારો શું ઉપયોગ થઇ શકે એમ હતું ? મારી હાંક ત્યાં થોડી જ પહોંચે એમ હતું ! અસ્તુ.

ચશ્મા જોઇ તેની પરીક્ષા કરી લીધા બાદ મેં યમરાજને કહ્યું કે, "હવે તમારો ન્યાય ચાલવા દો. સત્યાસત્યનો નિર્ણય કરવાને હવે કોઇ જાતની પંચાત પડશે નહિ."

યમરાજે કહ્યું:-"તેમ બનશે નહિ, પહેલાં પેલાં ચશ્માં આંખ પરથી ઉતારી નાખો. ઈશ્વરનો ન્યાય આપની વખતે જ તેનો ઉપયોગ કરવાનો છે."

તરતજ મેં ચશ્માં કહાડી નાખ્યાં અને કહ્યું:—"પહેલાં પેલી બાઇનો ન્યાય થવા દો પછી બીજી બધી વાત."

યમરાજે પેલી બાઇને કહ્યું કે, "તારી શી હકીકત છે, તે કહે. આજે માત્ર આત્મહત્યા કરવાવાળાના કજીયાનો નીકાલ આપવાનો છે. માટે તેં કરેલી બાલહત્યાનાં કારણો પહેલાં કહેતી નહિ. તે પાપ જૂદું છે અને તેને માટે શિક્ષા પણ જુદી કરવામાં આવશે."

આ બાઇ પોતાની કથની કહેવાને દરબારમાં આગળ આવી એટલામાં બધા પાપીઓમાંથી એક બીજી બાઇ નીકળી આવી અને બોલી:—"પહેલાં મારી હકીકત સાંભળી લ્યો અને પછી તેની જુબાની લ્યો."

યમરાજે પૂછયું:—"તેનું કારણ ?"

બાઇએ ઉત્તર આપ્યો:—"મેં જે આત્મહત્યા કરી છે, તે પૂર્ણ વિચાર કરીને કરી છે. મને ખાત્રી છે કે, મારા હાથથી પાપ થયું છે, એમ આપ પણ કહી શકશો નહિ. તરતજ યમરાજાએ તેને પોતાની હકીકત કહી સાંભળાવાની આજ્ઞા કરી.

# અનસુયાની આત્મકથા



માનવજાતિના શ્રેષ્ઠવંશ બ્રાહ્મણ જાતિમા મારો જન્મ થયો હતો. પરતુ હા ! કહેતા જ મારૂં હૃદય ફાટી જાય છે કે, દેવતાના વંશમા દાનવીએ જન્મ લીધો હતો, સ્વર્ગમંદાકિનાના ફાળે અપવિત્ર રાક્ષસી જન્મી હતી હાય ! જન્મતા જ હું કેમ મરી ન ગઇ.

મારા માતા પિતા એક ગામડામાં રહેતા હતા. માતા પિતા મહાધર્મિષ્ટ અને આખો દિવસ દેવસેવામા નિમગ્ન રહેતા. તેમના હું એકના એક પુત્રી હતી એટલે દયા-માયા-સ્નેહનો વરસાદ હમેશાં આ હતભાગિની પર હમેશા વરસતો હતો.

જીંદગીના એક પછી એક દિવસો ચાલ્યા જવા લાગ્યા. હુ યૌવનાવસ્થામા આવી. મારા રૂપનો કોઇ પાર ન હોતો એટલે વર મળતાં વાર લાગી નહિ. અમારાથી દશેક ગાઉને અંતરે આવેલા એક શહેરના પ્રતિષ્ઠાવાન અને કુળવાન ગૃહસ્થના પુત્ર સાથે મારો સગાઇ થઇ ગઇ.

આ વખતે મારી ઉમર બાર વર્ષની હતી અને મારા પતિની ઉમર સત્તર વર્ષની હતી. મારા પિતાના મ્હોડે સાંભળ્યું હતું કે તેઓ મેટ્રીકનો અભ્યાસ કરતા હતા અને બહુ રૂપવાન તથા સુશીલ તરીકે તેમના વખાણ થતાં હતા. મારા લગ્ન થશે એવા આનંદમા ને આનંદમાં કેટલાક દિવસો ચાલ્યા ગયા. ત્યાર પછી નિશ્ચિત સમયે અમારા ઉભયના લગ્ન થઇ ગયાં.

વિવાહના દિવસે પતિદેવનાં દર્શન કર્યાં. સ્વર્ગમાંથી કોઇ,

દેવદૂતે આ અભાગિનીને માટે જ જન્મ લીધો હોય એવો આનંદ મારા દિલમાં થયો. માતા-પિતા પણ મનપસંદ વર મળ્યો એમ માની હર્ષથી પ્રફુલ્લિત થયાં લગ્ન વખતે મારા પિતાએ મને બે હજારનો દાગીનો અને કપડાં લત્તાં આપ્યાં. મારા સસરાની સ્થિતિ પણ સારી હોવાથી તેઓએ પણ લગ્ન નિમિત્તે ખર્ચ કરવામાં બાકી રાખ્યું નહિ. આટલી નાની વયમાં આટલા બધા સુંદર વસ્ત્રાલંકાર જોઇને હું તો જાણે સ્વર્ગમાં જ વસતી હોઉં એમ મને જણાવા લાગ્યું, અને બ્હેનપણીઓમા પોતાને સૌથી વિશેષ સુખી માની ગર્વથી ફુલાઇ જવા લાગી.

ત્યારપછી ત્રણ વર્ષ ચાલ્યાં ગયાં. પતિ કોલેજના અંદર અભ્યાસ કરતા હોવાથી હું મારા પિયરમાં જ રહેવા લાગી મારા પતિ શાંત પ્રકૃતિના અને સુજન હતા. આ ત્રણ વર્ષમા લગભગ પાંચેક વખત તેઓ અમારે ત્યાં આવી ગયા જ્યારે લગ્ન પછી માત્ર પંદર દિવસ જ હું શ્વસુર ગૃહે રહી આવી હતી. મારા પિતાના ગામથી મારું સાસરૂં દશેક ગાઉ દૂર થતું હતું.

મારા પતિ-દેવતા આ હતભાગિનીને પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ ચાહતા હતા; પરંતુ અપાત્રમાં સુધા પડતાં જેમ વિષ થઇ જાય છે, કાંસાના પાત્રમા નારીયેલનું પાણી પડતાં જેમ મદિરા તુલ્ય થઇ જાય છે તેમ મારા પતિનો જીગરનો પ્રેમ મારા માટે કાળરૂપ થઇ પડ્યો.

જે ગામમાં મારો જન્મ થયો હતો, ત્યાંના સ્ત્રી વર્ગને તો દૂરજ રાખો પણ પુરુષ વર્ગમાં પણ ભાગ્યે જ થોડા ઘણા લખી-વાંચી જાણતા હતા. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય આદિ થોડા ઘણા લોકો નામને ખાતર થોડું ગુજરાતી ભણી પોત પોતાનો વ્યવસાય ચલાવ્યે જતા હતા. હું પણ કાંઇ ભણી નહોતી. મેં ભણવાની દરકાર કરી નહોતી. પિતાની ભણાવવાની ઇચ્છા હોવા છતાં

ક ખ ગ શિખવા તરફ મેં લક્ષ્ય જ આપ્યું નહોતું. કારણ કે, સ્ત્રીઓને પ્રેમ અને વસ્ત્રાલંકાર સંપૂર્ણ રીતે મળ્યા હોય તો નકામું ભણીને શું કામ હતું એવા વિચારથી જ હું નિરક્ષર રહી હતી.

મારા પતિએ મેટ્રીક સુધી અભ્યાસ કરી કોલેજમા પ્રવેશ કર્યો હતો. જાતે રસિક હોવાથી કાવ્યો અને વાર્તાઓ પણ તેમને વાંચવાનો સારો શોક હતો. મારી માફક તેઓએ પણ ઉગતી જુવાનીમાં પદાર્પણ કરેલું હોવાથી પોતાના પ્રેમ પ્રવાહને રોકી શકતા નહિ એટલે વિરહને શાંત કરવા પત્રદ્વારા પ્રેમામૃતનું પાન કરવા તેમણે આ અભાગિની ઉપર પત્રો લખવા માંડ્યા. દર અઠવાડીએ તેમના તરફથી એક પત્ર આવવા લાગ્યો; પરંતુ હું તે વાંચી શકતી નહોતી. ગામ માહેલી મારી બ્હેનપણી પણ કોઇ લખી-વાંચી જાણુતી નહોતી. પિતાની પાસે તો આ પત્ર વંચાવાય નહિ એટલે માતાની આજ્ઞાથી અમારી નજીકમાં રહેતા વસંતકુમારને બોલાવી પત્ર વંચાવી જોયો. પત્ર વાંચી મારા આનંદનો પાર રહ્યો નહિ

વસન્તની ઉમર ઓગણીસ વર્ષની હતી. અમારા ઘરથી થોડે દૂર તેનું ઘર આવેલું હતું. તે પણ બ્રાહ્મણ હતો. અમારા ગામથી ત્રણ ગાઉ દૂર આવેલા એક શહેરમાં તે ભણતો હતો. દર શનિવારે સાંજે ઘેર આવી પાછો સોમવારે ચાલ્યો જતો હતો. મારા પતિ પાસેથી જે પત્ર આવતા તે હું સંતાડી રાખતી. રવિવારે વસંત આવીને મને વાચી સંભળાવતો અને તેનો ઉત્તર લખી આપતો. વસંત શાંત સ્વભાવનો નમ્ર અને પ્રમાણીક હતો. ગામના દરેક તેને ચાહતા હતા.

મારા સ્વામી ગદ્ય-પદ્યમાં લખી પત્રદ્વારા પોતાનો પ્રેમ પ્રગટ કરતા હતા, તેવીજ રીતે વસંત પણ તેમને મારા તરફના

પત્રમાં ઉત્તરો આપતો હતો. આ ઉત્તરો તે મને વંચાવ્યા સિવાય રહેતો નહિ, પરંતુ ભવિષ્યમાં કોણુ જાણતું હતું કે, આ પત્રોજ મારા સુખી સંસારનો નાશ કરશે. મારા જીવનને કાળ સ્વરૂપ થઇ પડશે.

માતા પિતાથી ગુપ્ત રીતે આમ પતિ સાથે હમેશ મારો પત્ર વ્યવહાર વસંતની મદદથી ચાલવા લાગ્યો. હું જાણતી કે વસંત નિષ્કામ ભાવે અમો ઉભય સ્વામી-સ્ત્રીના પત્ર વ્યવહારમા મદદ કરી રહ્યો છે, તેના હૃદયમા કાળકુટ વિષ હશે, એવો સ્વપ્નમાં પણુ મને ખ્યાલ નહોતો. ખરેખર, સર્પને જોતાંજ માણુસ સૌ હાથ દૂર ન્હાસી જાય છે, પરંતુ દુધના અંદર વિષ મેળવેલું છે એમ કોણુ ઓળખી શકે છે?

વિનય, સ્વાર્થત્યાગ અને પ્રેમ ચર્ચાને અંગે વસંત દિનપ્રતિદિન મારા આત્મીય જેવો થઇ ગયો. રવિવારની પ્રભાત ક્યારે થાય અને વસંત મને પતિનો કાગળ સમજાવે એવા વિચારથી મને આગલી રાતે નિદ્રા પણુ આવતી નહિ.

* * *

કારતક મહિનાની પુનેમનો દિવસ હતો. વસંત જે ગામમાં ભણુવા જતો હતો, તે ગામ મોટું હોવાથી ત્યાં દર વર્ષે મેળો ભરાતો. હું અને મારી બે-ચાર બ્હેનપણુીઓ સાથે મળી મેળો જોવા ગઇ હતી. લગભગ સંધ્યાકાળ થવા આવ્યો એટલે અમો બધાં ઘેર પાછાં ફરવા લાગ્યાં. આ વખતે સૂર્યદેવ અસ્તાચળ તરફ જતા હતા. રસ્તાની આજુબાજુના લત્તા પુષ્પોમાંથી સુગંધિત વાયુ આવી રહ્યો હતો. બધી બહેનપણીઓની પછવાડે હું મારા સ્વામીના વિચાર કરતી ચાલી જતી હતી એટલામાં મારી પછવાડે કોઇ આવતું હોય એવો પગરવ મને સંભળાયો. મેં પાછું વાળીને જોયું તો વસન્ત મારી દૃષ્ટિએ પડયો. મેં વિચાર

કે, તે પણુ મેળો જોઇને ઘેર આવતો હશે. પથ પરિશ્રમથી તેનું મ્હોડું લાલચોળ થઈ ગયું હતું. કપોળ અને નાસિકાગ્રે મુકતા-ફૂલો બાઝયાં હોય તેમ સ્વેદબિંદુ દેખાતાં હતા. વસન્તને જોતાંજ મારા મનમાં આનંદનો પાર રહ્યો નહિ મેં તેને પૂછ્યું:– "વસન્ત, આજે તો રવિવાર નથી! શું મેળાને લીધે રજા પડી છે?"

મારો પ્રશ્ન સાંભળી વસન્ત સહજ વિચારમાં પડયો. પછી કહેવા લાગ્યો:--"ના ના, તેને લીધે નિશાળ બંધ નથી; પરંતુ એક ખાસ કારણને લીધે તારી પાસે આવ્યો છું. અનુ, હું બહુ વિપત્તિમાં છું. તારા વિના મારો કોઈ ઉધ્ધાર કરી શકે એમ નથી."

વસન્તને મ્હોડેથી વિપત્તિની વાત સાંભળી મારા દિલમાં આઘાત લાગ્યો. હું જ્ઞાનશૂન્ય બની તેજ સ્થળે ઉભી રહી અને તેને પૂછવા લાગી:--"વસન્ત, તારા પર શી વિપત્તિ આવી પડી છે?" આટલા શબ્દો પણુ બહુ કરૂણાર્ત સ્વરે મારા મ્હોડામાંથી નીકળી પડયા.

મારી બહેનપણીઓ આ વખતે આગળ ચાલી ગઇ હતી. વસન્ત દીનમુખ કરી કહેવા લાગ્યો:--"અનુ--અનુ! વાત અહિં કહી શકાય એમ નથી, ચંદ્રોદય થયા પછી તળાવની પાળે વડના ઝાડની નજીકમાં મને મળજે. ત્યાં બધી વાત કહીશ. જો નહિ આવીશ તો આવતી કાલે મારા મરણની વાત તારે સાંભળવી પડશે." એટલું કહેતાં જ વસન્ત ત્યાંથી ત્વરિતગતિએ બીજી દિશા તરફ ચાલ્યો ગયો.

વસન્તનું તે વખતનું મ્લાન મુખ, અને કરૂણ દૃષ્ટિએ મારા હૃદયને વીંધી નાખ્યું. તેને પાછો બોલાવી ખુલાસો પૂછવાની ઇચ્છા કરી, પરંતુ ઝાડીની અંદર તે કયાં અદૃશ્ય થઇ

ગયો તેની મને ખબર પડી નહિ.

હું ઘેર પહોંચી ત્યારે પૂર્ણિમાના ચંદ્રનો ઉદય થઇ ગયો હતો. ઘરમાંના ગૃહદેવતાની આરતી કરી મારા પિતાએ પ્રસાદ આપ્યો. તે ખાઇ જીવને ઠીક નથી એમ કહી હું મારા ઓરડામાં જઇને સૂઈ રહી, અને વસન્તે કહેલા શબ્દો ઉપર વિચાર કરવા લાગી. એક વાર મનમાં થયું કે જવું જ્યારે બીજી વાર મને નિશ્ચય કર્યો કે પરપુરૂષ સાથે એકાંતમાં મેળાપ કરવો નહિ. અને કદાચિત્ મારી ગેરહાજરીમાં તે આપઘાત કરે તો ? આવા વિચારે પુનઃ મને મુંઝવી. હું ન મળું તો શા માટે તે મરી જવાને તૈયાર થયો હતો એ વિવંચનામાં હું પડી. મારા લીધે એક યુવાન પુરૂષનો જીવ જાય એ હું સહન કરી શકી નહિ. આપણે વિશુધ્ધ હેઇએ તો જગત્ જખમ મારે છે એવો વિચાર કરી એ અમંગળ પળે ખડકીનું બારણું ઉઘાડી હું ઘરની બહાર નીકળી.

અમારા ઘરની પાછવાડે એક ખંડીયેર ઘર આવેલું હતું અને ત્યાંથી બહાર નીકળતાજ તળાવની પાળે જવાતું હતું. હું વડના ઝાડ પાસે આવી પહોંચી. ચંદ્ર પ્રકાશમાં મેં જોયું કે, ઝાડની ઓથે એક વ્યકિત લપાઇને ઉભી હતી. વસન્ત મને આવેલી જોઇને બોલી ઉઠયો:--" અનુ ! તું આવી ? "

તેના શબ્દો સાંભળતાં જ મારૂં સર્વાંગ કંપી ઉઠયું. લથડતા અવાજે મેં તેને પૂછયું:--" વસન્ત, તું શી વિપદ્‌માં આવી પડયો છે ? "

વસન્તે કહ્યું:--" અનુ, કહેતાં ભય પામું છું, પણ મારી બધી વિપદ્‌નું કારણ તું છે, તને જોયા સિવાય હવે એક દિવસ પણ મને ચેન પડતું નથી. તેં મને મોહિની લગાડી છે—"

એકાએક વજ્રપાત થાય અને મનુષ્ય ભય પામી ચમકી

છૂટે એવી મારી સ્થિતિ થઇ. મારૂં માથું ફરવા લાગ્યું. હું બેશુધ્ધ થઈ જમીન ઉપર ઢળી પડવા લાગી એટલામાં વસન્તે મને સંભાળી લઇ પોતાના હાથમાં ઝીલી લીધી.

બરાબર આ વખતે એક વ્યક્તિ ત્યાં આવી પહોંચી અને કહેવા લાગી:-" કોણ છે ? "

આવનાર વ્યક્તિનો સ્વર પરિચિત જણાયો. મૂર્છિત દશામાં મને જમીન ઉપર મૂકી વસંત ત્યાંથી પલાયન કરી ગયો.

મારી મૂર્છા વળી ત્યારે મને જ્ઞાન થયું કે, હાય ! એ અજ્ઞાનતામાંજ મારા પ્રાણ ઉડી કેમ ન ગયા કે, મારે અત્યારે આત્મહત્યા કરવાનો વખત આવ્યો.

જ્યારે મને જ્ઞાન થયુ ત્યારે જણાયું કે, મારા ઓરડામાં હું બિછાનાની અંદર પડી છું. મારી બાજુમાં હતભાગિની માતા અશ્રુપાત કરતી બેઠી હતી. બીજું કોઇ ત્યાં દ્રષ્ટિએ પડતું ન હોતું. મારા પ્રાણમાં અગ્નિની જવાલાઓ સળગ્યા કરતી હતી. ભય અને લજ્જાથી ઉંચું માથું કરી શકતી ન હોતી છતાં હિંમત લાવી હું બિછાનામાંથી બેઠી થઇ. માતા એક દીર્ઘ નિશ્વાસ નાંખતાં બોલી:—" હાય હતભાગિની ! સોનાની થાળીમાં તેં લોઢાની મેખ લગાડી દીધી. જીવતાં જ તું કેમ મરી ન ગઇ ! "

મેં પણ મનમાં વિચાર્યું કે, ઇશ્વરે મૂર્છિત દશામાંથી મને શા માટે ઉઠાડી.

જ્યાં સુધી હું અજ્ઞાન હતી, ત્યાં સુધી માતાના દિલમાં દુ:ખ થતું પરંતુ જ્યારે હું જાગ્રત થઇ ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. ખીજાયેલી વાઘણની માફક તે બોલી ઉઠી:-" કુલટા ! અમારા નિષ્કલંક કુળમાં કલંકની કાલિમા લગાડનાર તું કયાંથી પેદા થઇ ! "

કોના કુળને મેં કાલિમા લગાડી તે હું સમજી શકી નહિ.

કારણ કે હું નિષ્પાપ હતી-વસન્તની સાથે કોઇ પાપકથા કરી નહોતી—સતીત્વનો વિક્રય કરી હું ભ્રષ્ટ થઇ નહોતી, પરંતુ એક બ્રાહ્મણ પુત્રનો જીવ બચાવવા—ક્ષણીક મોહને વશ થઇ આકુલવ્યાકુલ બની જઇ મેં તેની મુલાકાત લીધી હતી. મારા સુખ દુ:ખમાં ભાગ લેનારનું દુ:ખ સાંભળવાનો પણ મને અધિકાર નહિ એ વિચારે મેં તેની મુલાકાત લીધી હતી, પણ હવે મને સમજાય છે કે એ ક્ષણિક મોહેજ મારા સ્વર્ગીય સંસારમાં અનન્ત કાળને માટે આગ લગાડી દીધી હતી.

માતાના મુખ તરફ મેં જોયું. તેના સુન્દર મુખનો ગોરવર્ણ ઉડી ગયો હતો અને તે સ્થળે કાળાશ આવી હતી હું કાંઇ પણ બોલી શકી નહિ. માતા અનેક વચનો કહી, રડી-કકળી રોષ ખાલી કરી ત્યાંથી ચાલી ગઇ. અને રસોડામાં જઇ રસોઇ કરવા લાગી. હું અનેક ક્ષણ સુધી દિગ્મૂઢ બની તેજ સ્થળે બેસી રહી. સમસ્ત સૃષ્ટિ મારી નજર સામે ફરવા લાગી એટલામાં માતા પિતાને મેં વાતચિત કરતા સાંભળ્યા માતાએ પૂછ્યું:-" જમાઇરાજ શું કહે છે ? "

પિતાએ વિરક્ત સ્વરે જવાબ આપ્યો.-" મારૂં કપાળ. મરી ગયા હોત તો કાંઇ પંચાત નહોતી."

માતા:—" જમાઇ કાંઇ કહેતા જ નથી ? "

પિતા:—" ના. મ્લાન વદને બેઠા છે. આહ ! તેમનું મ્હોડું જોતાંજ મારૂં હૃદય ફાટી જાય છે."

માતા.—" પણ તેઓ ત્યાં ગયા કેવી રીતે ? "

પિતા:—" શું તું એમ જાણે છે કે, પાપ કાર્ય ક્યારેય છુપું રહે છે ? સારૂં થયું કે, પાપ પ્રકાશમાં આવ્યું."

માતા:—" એવી કઇ હિન્દુ રમણી હોય કે જે પુત્રીને પાપીષ્ઠા જોવાની ઇચ્છા કરે ' વારૂ, પણ તેઓ ત્યાં ગયા કેમ ? "

પિતાઃ—"તેમની સાથેનો નોકર પછવાડે રહી ગયો હતો અને તે પહેલ વહેલો આવેલો હોવાથી ભૂલો ન પડે એટલા માટે શોધવા."

માતાઃ—"ત્યારે ઉપાય ?"

પિતાઃ—"મૃત્યુ સિવાય બીજો એક નહિ."

એટલું કહી પિતા ત્યાંથી ચાલ્યા ગયા. માતાએ મારા સ્વામીને ઘણાએ સમજાવ્યા. તેમણે શું કર્યું તેની મને ખબર પડી નહિ. બીજે દિવસે પ્રભાતમાં જ મારા પતિ મ્લાન વદને અમારૂં ઘર છોડીને ચાલ્યા ગયા. કોઇના મ્હોડામાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ માત્ર હું માથું કુટી રડી રડી નયનોનાં અશ્રુ સુકવવા લાગી.

ત્યાર પછી મારા સ્વામી તરફનો પત્ર આવ્યો નહિ. ત્રણ મહિના બાદ મને ખબર મળી કે, તેમણે દ્વિતીય વિવાહ કરી લીધો છે.

× × ×

દિવસ પર દિવસો જવા લાગ્યા. ગામમાં કોલેરાનો રોગ ઉત્પન્ન થયો અને તેણે માતાનો ભોગ લીધો. પિતા તેની પાછળ ઘણું રડ્યા. આખરે તેની ઉત્તરક્રિયા કરી કાશી જવાનો તેમણે નિર્ણય કર્યો. માતાના શ્રાધ્ધ વખતે મારા પતિ આવ્યા હતા પણ મારી સાથે એક શબ્દ પણ બોલ્યા નહિ. શ્રાધ્ધ ક્રિયા પૂરી થતાંજ તેઓ ચાલ્યા ગયા. જતી વખતનો તેમનો કટાક્ષ જોતાં જ મારા પ્રાણ કંપી ઉઠ્યા. હું પસ્તાવો કરી કહેવા લાગી; 'હાય ! ક્ષણિક ભૂલનું ભયંકર પરિણામ.'

માતાની ઉત્તર ક્રિયા ખલાસ થયા બાદ પિતાજીએ બધી માલ મીલકત વેચી નાખી અને મને સાથે લઇ કાશીમાં રહેવા લાગ્યા; પરંતુ મારા ભાગ્યની કમનસીબીનો પાર ન હોતો. ત્યાં

એકાદ વર્ષ પસાર થતાં જ પિતાજી પણ સ્વર્ગે સિધાવ્યા. આ અફાટ વિશ્વમાં નિરાધાર સ્થિતિમાં હું એકલી પડી ગઇ. કાશીમાં મારૂં કોઇ સગું વ્હાલું ન હોતું કે ધીરજ પણ આપે. અમે જે ઘરમાં રહેતાં હતાં તે એક વિધવાનું હતું. વિધવા બહુ સચ્ચરિત્રા હતી અને પતિના મૃત્યુ બાદ તિર્થ ક્ષેત્રમાં આવી વસવાટ કરી રહી હતી. તેણે મને પોતાના આશ્રયમાં લીધી અને ધર્મ ધ્યાનમાં મારૂં મન પરોવ્યું.

એક દિવસ ગંગાજી પર ન્હાઇ આવ્યા બાદ તેણે કહ્યું:—" અનુ ! આજે તો ઘાટ પર આવેલા એક ઘરની અંદર ખૂન થયું છે ! ચાલ જોવાને જઇએ ! "

ગંગાઘાટ પર આવેલા મકાનમાં કોઇ ગુજરાતી કુટુંબ રહેવા આવ્યું હતું. અને તે વાતની મને ખબર હોવાથી અમો ત્યાં જઇ પહોંચ્યાં.

ખુનવાળી જગ્યાએ બહુ ભીડ જામી હતી. ફોજદાર સાહેબ એક વ્યક્તિની જુબાની લઇ રહ્યા હતા. મેં ઉભયની મુખ મુદ્રા જોઇ અને ભયથી હું સ્તંભિત બની ગઇ. મારૂં શરીર પસીનાથી તરબોળ થઇ ગયું. છાતી ધડકવા લાગી. ફોજદાર મારા જીવનનો નાશ કરનાર વસંત હતો અને જુબાની આપનાર-જેના પર ખૂનનો આરોપ હતો, તે મારા પતિ હતા !

અજ્ઞાન બની હું પડી જઇશ એવી સ્થિતિ મારી થઇ પણ આત્મસંયમ કરી એકી દૃષ્ટિએ મારા સ્વામીના મ્લાન વદન તરફ હું જોઇ રહી. વળી કોઇ કોઇ વાર પોલીસના વેશમાં વસન્તનાં ક્રોધિત રક્તમુખ તરફ પણ જોતી હતી. છતાં તેઓ-માંથી કોઇએ મને જોઇ નહોતી.

લોકોની ભીડ અને ગડબડાટને લીધે તેઓ શી વાતચીત કરતા હતા, તે સંભળાતી નહોતી. જુબાની લીધા બાદ વસન્તે

મારા પતિના બન્ને હાથમાં હથકડી પહેરાવી અને થાણામાં લઇ જવા લાગ્યો. જોનારાઓમાંથી કોઇ કોઇના મ્હોડામાંથી દુઃખપ્રદર્શક ઉદ્‌ગારો નીકળવા લાગ્યા, જ્યારે કેટલાક કહેતા હતા કે, "જેવું કર્મ તેવું ઉપયુક્ત ફળ મળ્યું છે."

મારા સાંભળવામાં આવ્યું કે તેમના નવીન સસરાએ જામીન ઉપર છોડવા માટે વસન્તને પૈસાની લાલચ આપી હતી; પરંતુ પોતાને નવીન હોદ્દો મળ્યો છે, તે ચાલી જવાના ભયથી તેણે તેમની માગણી સ્વીકારી નહિ અને કેટલાક સાક્ષીઓની જબાનીઓ લીધા બાદ મારા સ્વામીને પોલીસ થાણામાં લઇ ગયો. મારા માથા પર આકાશ તૂટી પડ્યું.

એક પછી એક લોકો વિખરાઇ જવા લાગ્યા. મારી રક્ષિતા વિધવાએ મને કહ્યું:—"બ્હેન! ચાલો હવે તો આપણે ઘેર જઈએ?"

આ વખતે મારા મ્હોડામાથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. જીભ જાણે તાળવે ચોંટી ગઇ હોય એવું જણાયું. મહાકષ્ટે ખોખરાતે અવાજે મેં તેમને કહ્યું:—"માજી! તમે ઘેર જાવ. હું થોડા વખત પછી આવીશ."

મારો આવો જવાબ સાંભળી વિધવા સહજ વિસ્મિત બની ગઇ. કારણ કે, આજ સુધીમાં તેની આજ્ઞાની મેં ક્યારેય અવજ્ઞા કરી ન હોતી. તેના સિવાય એકલી હું ક્યારેય બહાર ગઇ ન હોતી. તેમનું વિસ્મિત વદન જોઇ મેં નમ્ર મૃદુ સ્વરે કહ્યું:—"તેમને ઘેર જઇ ખરી હકીકત શી બની છે, તે જાણ્યા સિવાય હું ઘેરે આવીશ નહિ."

માજીએ વિરક્ત બની કંઇક રૂક્ષ કંઠે જરા ગંભીર બની કહ્યું:—"બ્હેન! તેને અને આપણે શી લેવા દેવા છે? તેનાથી આપણને શું ફાયદો થવાનો છે? બધા સર્વનાશનું મૂળ સ્ત્રીઓજ

હોય છે. જેને પકડી ગયા છે, તેની યુવાન પત્ની સાથે કેટલાક દિવસથી હતભાગી મૃત યુવકનો પ્રેમ સંબંધ હતો, તેની તેના પતિને ખબર પડી અને પરિણામે ખુન થયું ! ”

વિધવાનો ખુલાસો સાંભળ્યા બાદ મારી અનીચ્છા હોવા છતાં પણ મારી આંખોમાંથી ચોધાર આંસુ સરી પડવા લાગ્યા. તે લુછતાં લુછતાં મેં કહ્યું:–“ તો પણ ખરો ભેદ જાણ્યા સિવાય હું ઘેરે આવી શકીશ નહિ.”

મારો નિશ્ચયાત્મક જવાબ સાંભળતાં જ વિધવા ચાલી ગઇ. હું ખુન થયેલ ઘેર ગઇ. ઘરમાં દાખલ થઇ શકાય એમ નહોતું. દશ બાર સ્ત્રીઓની વચ્ચે મારા પતિની સાસુ છુટા કેશ રાખી માથું કુટતી રડયા કરતી હતી. તેમના સસરા તેને સાંત્વન આપવા પ્રયત્ન કરતા હતા અને કહેતા હતા કે, ફોજદારે તેમને છોડયા નહિ એટલે શું થયું ? સારો વકીલ રોકી હમણાં તેમને મેજીસ્ટ્રેટ પાસેથી છોડાવી લાવીશ.”

ઘરની અંદર સ્ત્રીઓએ કોલાહલ કરી મૂક્યો હતો, કોઇ કોઇને પુછે તો સંપુર્ણ જવાબ આપતું નહોતું. કોને પુછી સંતોષકારક ખુલાસો મેળવવો તેની વિટંચનામાં હું પડી એટલામાં મારી નજીકમાં ઉભેલી એક સોળ વરસની સુંદરી ચાલી ગઇ અને બાજુના ઓરડામાં દાખલ થઇ પલંગ ઉપર પડી. આ યુવતી ઘણી ખુબસુરત હતી, છતાં આજે આખા શરીરે શાહી ચોપડી હોય તેવો તેના શરીરનો રંગ થઇ ગયો હતો તેને જોતાંજ મારા મનમાં આવ્યું કે, આજ મારા પતિની સ્ત્રી હોવી જોઇએ. સ્વાભાવિક રીતેમારા મનમાં વિચાર આવ્યો કે, આવી પવિત્ર મૂર્તિ અને પાપિષ્ઠા ? !

ગમે તેમ પણ મેં તેને મળવાનો નિશ્ચય કર્યો, એટલે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં હું તે યુવતીના ઓરડામાં દાખલ થઇ.

યુવતી પલંગ ઉપર પડી તકીયામાં માથું ખોસી એક સરખા ડુસકાં ભરતી હતી. હું તેના ઓરડામાં દાખલ થઇ તેની પણ તેને ખબર પડી નહિ. હું તેના પલંગ પાસે જઇ પહોંચી અને બે હાથથી ઢંઢોળી તેને બેઠી કરી. મને-એક અપરિચિત સ્ત્રીને-પોતાની પાસે આવેલી જોતાંજ તે આશ્ચર્યથી દિગ્મૂઢ બની કંપિત સ્વરે કહેવા લાગી:—"તમે કોણ છો? અહિં શા માટે આવ્યાં છો?"

મેં કહ્યુ:—"બ્હેન! મારામાં વિશ્વાસ રાખો, હું તમારી હિતચિંતક છું. માટે મન ખોલી મારી સાથે વાત કરો તો તમારો અને મારો ઉધ્ધાર થાય!"

યુવતી:—"તમને મેં કયારેય જોયાં નથી. તમે કયાંથી આવો છો?"

મેં કહ્યું:—"હું અહિં નજીકમાંજ એક વિધવાના ઘરમાં રહું છું. તમારૂં રૂદન જોઇ મારૂં કાળજું કપાઇ જાય છે, માટે મને ખરી હકીકત કહો. મારાથી બનતા પ્રયત્ને હું તમોને મદદ કરીશ."

યુવતી રડતાં રડતાં બોલી:—"બ્હેન, લોકો મને ગાળો દે છે તો દેવા દ્યો, પણ મારૂં તો સર્વસ્વ હરાઇ ગયું છે—જગત મારે માટે શૂન્યવત્ થઇ પડયું છે."

મે કહ્યું:—"બ્હેન, ધીરજ ધરો અને બધી વાત વિના સંકોચે મને કહો. એક પણ ખોટો શબ્દ બોલતાં નહિ. ખોટું હશે, તો મારાથી કાંઇ પણ બની શકશે નહિ."

યુવતી:—"પ્રતિજ્ઞા લઇને કહું છું કે, હું એક પણ શબ્દ તમારી પાસે ખોટો બોલીશ નહિ. કહો, તમે શું જાણવા માગો છો?"

"તમારા સ્વામીએ પેલા યુવકની હત્યા કરી છે?"

"ના. મને ખાત્રી છે કે તેમણે ખૂન કર્યું નથી. તેમનું ચારિત્ર્ય દેવતુલ્ય છે."

"ત્યારે લોકોમાં કેમ બોલાય છે?"

"તેમાં મારા નસીબનો વાંક બીજું શું? તે યુવક બાલ્યાવસ્થાથીજ માતા-પિતા વિનાનો હોવાથી મારા પિતાશ્રીએ એને આશ્રય આપ્યો હતો અને ભણાવી ગણાવી હોશિયાર કર્યો છે. અમારા ઘરમાં જ તે રહેતો હોવાથી અમારો સંબંધ ભાઇ બ્હેન જેવો છે. માત્ર મારો દોષ એટલો જ કે, તેની સાથે વાતચીતની હું વધારે છૂટ લેતી હતી એટલો જ મારો ગુન્હો."

"ત્યારે મૃત વ્યકિતની સાથે તમારો પ્રેમ સંબંધ હતો, એવી વાત કેમ ફેલાઇ?"

"તેની મને ખબર નથી. પણ પતિને કોઇએ પત્ર લખ્યો. પાંચ દિવસ થયાં અહિં આવ્યા છે. અને આજે આ ભયંકર બનાવ બની ગયો."

તેની પાસે વધારે જાણવાનું નહિ મળે એમ માની હું ત્યાંથી ઉઠી. યુવતિ ભયચકિત હરણીની માફક વિહવળ બની મને પૂછવા લાગી:-"શું તમે મારા પતિને છોડાવશો?"

મેં કહ્યું:-"હમણાં તો હું જાઉં છું અને તમારી પાસે પ્રતિજ્ઞા કરૂં છું કે, મારા પ્રાણનું પણ બલીદાન આપી તમારા સ્વામીનું રક્ષણ કરીશ."

તરત જ હું તેના ઘરમાંથી નીકળી બહાર આવી. રસ્તામાં ઉભી રહી વિચારવા લાગી કે, હવે મારે કયાં જવું? કયાં જઇશ તો સ્વામીનો ઉધ્ધાર કરી શકીશ? અનેક ક્ષણ સુધી આમ વિચાર કર્યાં બાદ નિશ્ચય કર્યો કે વસન્તને ત્યાં જવું કારણ કે, તે મારો બાલ્યકાળનો સ્નેહી હતો. તેના લીધે જ હું સમાજભ્રષ્ટ થઇ રસ્તાની ભીખારણ જેવી થઇ ગઇ હતી.

શું તે દયા કરી મારા પતિને નહિ છોડી દે? છોડી દેશે જ. આમ વિચાર કરતી કરતી હું વસન્તને ત્યાં જઇ પહોંચી.

વસન્ત પોલીસ ટ્રેનીંગ કૉલેજમાં પરીક્ષા આપી પોલીસ ઇન્સપેક્ટરની જગ્યાએ અહિં આવ્યો હતો. નવી નોકરી અને પોતાનો રૂવાબ બેસાડવાને લીધે તે હમેશાં દરેકની સાથે કડકાઇથી વર્તતો હતો. માત્ર એક રસોઆ સિવાય તેના કુટુંબમાંથી કોઇ પણ માણસ તેની સાથે નહોતું.

બરાબર બાર વાગે હું તેને ત્યાં જઇ પહોંચી. જમી-પરવારી પાન ખાતો તે દિવાનખાનામાં બેઠો હતો. હું તેની પાસે જઇને ઉભી રહી. મેં વિચાર્યું કે મને જોતાંજ તે ઓળખી જશે, પરંતુ તેમ બન્યું નહિ. તેણે પૂછ્યું—"તમે કોણ છો? શા માટે આવ્યાં છો?"

આહ! તેજ પરિચિત સ્વર! તેજ વસન્ત આજે મને ઓળખતો નહોતો! મેં તેને કહ્યું:—"તમે જરા એકાંતમાં આવો એટલે મારો પરિચય આપું."

મારામાં રૂપ હતું. રૂપના આકર્ષણથી અથવા ગૃહસ્થાઇને ખાતર કિંવા પોલીસના કર્તવ્યને અંગે–તે ઉઠીને ઉભો થયો અને બીજા ઓરડામાં જઇ ઉભો રહ્યો. હું પણ ત્યાં ગઇ અને તેનાથી થોડે દૂર ઉભી રહી. મેં કહ્યું:–"વસન્ત! શું તુ મને હજી ઓળખતો નથી?"

વસન્ત વિસ્મિત સ્વરે બોલ્યો:–"તમને કેવી રીતે ઓળખું? તમને મેં ક્યારેય જોયાં નથી." વળી પાછું કાંઇક યાદ આવતાં બોલ્યો:–"હાં–હાં જોયાં છે. આહ! અનુ–અનુ! તું અહિં ક્યાંથી?"

મેં કહ્યું:–"વસન્ત! તારા લીધે જ સ્વામીએ મારો ત્યાગ કર્યો છે. તારા જ લીધે પિતાની સમાજમાં નિંદા થઇ છે. તારા

લીધે જ અમો સ્વદેશનો ત્યાગ કરી અહિં દૂર દેશાવરમાં આવી વસ્યાં છીએ. હાય ! માતા ગઈ, પિતાએ અહિં આવી સ્વર્ગવાસ કર્યો અને જગતમાં એકલી અટુલી રખડયા કરૂં છું. વસન્ત ! આ બધું તારા પ્રતાપે–તારા કાગળે મને ભૂલાવી–તારી આત્મહત્યા બચાવવા જતાં મારી જીંદગીનો નાશ થઇ ગયો."

મારા શબ્દોની તેના દિલપર અસર થઇ નહિ. વાસનાથી તેનું મન ઉત્તેજીત બની ગયું. તેણે કહ્યું:–"અનુ ! જ્યારે કુદરતે જ તને અહિં મારી પાસે મોકલી દીધી છે, ત્યારે અહિં જ રહે. તને હું ભૂલી શકયો નથી. અહિ તને હું સુખચેનમાં રાખીશ."

મેં નીચું જોઇ તેને પ્રશ્ન કર્યો:–"વસન્ત ! બાલ્યકાળની માફક શું તું હજી પણ મને ચાહે છે ?"

"હા, હજી પણ ચાહું છું."

"જો મને ખરા જીગરથી ચાહતો હોય, તો એક કામ કર."

"શું ? તારે માટે જે કહેશે તે કરીશ."

"આજે તેં જેને ખુનના આરોપ માટે પકડયો છે, તે શખ્સને છોડી દે."

"કેમ ? તે તારે શું થાય ?"

"તે મારા સ્વામી છે."

"તારો સ્વામી ? ત્યારે શું તું અહિં તારા સ્વામી સાથે આવી છે ?"

"ના. મારા સ્વામી અહિં આવ્યા છે, તેની મને સવાર સુધી પણ ખબર ન હોતી. તળાવની પાળ પર મને બોલાવી તેં ફસાવી–તે દેખાવ તેમણે નજરો નજર જોયો છે. તે દિવસથીજ તેમણે મારો ત્યાગ કર્યો છે. ત્યાર પછી તેમણે બીજો વિવાહ કરી લીધો. હાલમાં તેમના આ નવીન સસરા અને તેમનું

કુટુંબ તિર્થયાત્રા કરવા અહિં આવેલ છે."

"નહિ. તું અસંભવિત વાત કરે છે."

"અસંભવિત નહિ પણ સત્ય ઘટના છે. મારા સ્વામીની વિરૂધ્ધમાં હજી એક પણ પૂરતો પુરાવો તને મળ્યો નથી. તું ધારે તો તેમને છોડી શકે છે! તેઓ તદ્દન નિર્દોષ છે."

અંધાર થઇ ગયા હતા. વસન્તનો રસોયો રસોઇ કરી જમી પરવારી ગામમાં ચાલ્યો ગયો હતો. ઘરમાં અત્યારે સંપૂર્ણ એકાંત હતો.

વસંત ત્યાંથી પોતાના શયનાગારમાં ગયો. તેણે મને ત્યાં બોલાવી. હું તે સ્થળે ઉપસ્થિત થઈ અને બરાબર નીરિક્ષણ કરીને જોવા લાગી તો જણાયુ કે, વસન્તની આંખો કામલોલુપ દ્રષ્ટિથી મારી સામે જોઇ રહી હતી.

કપાળ પરથી પ્રસ્વેદનાં બિંદુઓ લૂછતાં તેણે મને કહ્યું– "અનુ! શું તુ મારી થઇશ? તને હું ભૂલી શકયો નથી."

જખમ થયેલા શરીરના ભાગની અંદર અંગુલી સ્પર્શ થતાંજ જેવી કારી વેદના ઉત્પન્ન થાય, તેવી વેદના વસન્તના શબ્દો સાંભળતાંજ મારા હૃદયમાં થઇ. મારા શરીરને કંપારી છુટી. છતાં આત્મભાવને ગુપ્ત રાખી મેં કહ્યું:–"વસંત મારા સ્વામીને છોડી દઇશ?"

"અનુ! ઘડી ઘડીમાં સ્વામીનું નામ શા માટે વચમાં લાવે છે? તું શું મને ચાહતી નથી?"

"કેમ, શા માટે ન લાવું? જેને માટે હું અહિં આવી છું તે કાર્ય તો મારે પૂર્ણ કરવુંજ જોઇએ."

"પણ પહેલો મારો ખુલાસો તો કર! પછી તારા સ્વામીની વાત."

"વસંત! તેઓ મારા સ્વામી–ઇષ્ટ દેવ છે. તેમને મુકિત આપ. ઇશ્વર તારૂં સારૂં કરશે."

" અનુ! હું ખાત્રીથી કહું છું કે, તારો સ્વામી છુટી શકશે નહિ."

" કેમ છૂટી નહિ શકે ? "

" હું પોલીસ અધિકારી છું."

" તે તો હું પણ જાણું છું. પોલીસ અધિકારી પણ માણસ છે–શયતાન નથી. વસન્ત ! તારા લીધેજ મારી આવી દુર્દશા થઇ છે–તારા લીધેજ મારો સ્વામી બીજાનો થયો છે. તું ભ્રમમાં નાખી વડના ઝાડ પાસે લઇ ગયો ન હોત તો આ બધા બનાવો બનત નહિ. આ હતભાગિનીનું જીવન નષ્ટ થાત નહિ. માટે વસન્ત દયા કર ! દયા કર–સ્વામીને મુક્ત કર."

" ધાર કે તારા સ્વામીને છોડી દઉં તો તું શું કરીશ ? "

" ઇશ્વરનું ધ્યાન અને પતિનું શુભ થાય એવી ઇચ્છા કરતી પર્ણકુટીમાં પડી રહીશ."

" તેમ બની શકશે નહિ. મારી ઉન્નતિમાં અટકાવ કરે એવું એક પણ કાર્ય હું કરીશ નહિ. તારા પતિને શિક્ષા કરાવતાં જ મારો દરજ્જો અને પગાર વધી જશે."

" તેઓ તદ્દન નિર્દોષ છે."

" તું કહે છે, પણ તેની વિરૂધ્ધમાં સંપૂર્ણ પ્રમાણો મળી ગયાં છે."

" ના–ના. વસન્ત ! પ્રમાણો જુઠ્ઠાં છે."

" સાચાં–જુઠાં સાથે મને સંબંધ નથી. તેને સજા થયા વિના રહેશે નહિ."

" વસન્ત, તારા પગે પડું છું–બાલ્યાવસ્થાના તારા પ્રેમને યાદ કર–આપણે એકજ ગામનાં રહેવાસી છીએ–જરા તો દયા કર ? આ ગરીબ રંક અનુને આટલી તો ભીક્ષા આપ ? "

" તારા પર દયા લાવી તેને છોડી દઉં તેમાં મને લાભ શું ? "

"એક ભ્રાતા–સખા–બંધુના પ્યારથી તને ચાહીશ."

"નહિ મારી પત્ની તરીકે ચલાવાનું કબૂલ કરતી હોય તો તેને છોડી મૂકવાના પ્રયત્નો કરૂં."

તેના શબ્દોએ મારા હૃદયને વીંધી નાખ્યું. વસન્ત–પાપીષ્ઠ વસન્ત આજે મનુષ્યાવતારમા શયતાન બની ગયો હતો. તેની દાનવી પિપાસા શાંત નહિ થાય તો પતિનો ઉધ્ધાર થશે નહિ એમ માની હમણાં તો તેનું મન મનાવી લઈ પતિનો છુટકારો કરાવી પલાયન કરી જવું એવો મેં મનમા ને મનમા વિચાર કર્યો પરંતુ મારા જીવનની આ બીજી ભૂલ હતી વિદ્વાનો સ્ત્રી બુધ્ધિને મહા પ્રલયકારિણી જણાવે છે, તે ખોટું નથી. આ હતભાગિનીની બુધ્ધિએ પણ મહાપ્રલય ઉત્પન્ન કરી દીધો. જે બન્યું તે સવિસ્તર અહિં મૂકું છું.

મારી સંમતિ મળતા જ વસન્ત આનન્દિત થઇ ગયો. પરંતુ તેણે પણ મને બનાવી કામ કઢાડી લેવાનો નિશ્ચય કર્યો હતો તેની મને પછાડીથી ખબર પડી.

મેં તેને કહ્યું કે, દસ દિવસમાં મારા સ્વામીને મુક્ત અપાવીશ તો પછી હું તારી થઈને રહીશ. ત્રીજે દિવસે વસન્તે આવીને કહ્યું કે, તારા સ્વામીને છોડી દેવામાં આવ્યો છે અને તે તેના સસરાને ત્યાં ગયો છે. માટે હવે તું મારી થા."

વસન્તની વાતમા મને વિશ્વાસ ન હોતો. વસન્તના વૃધ્ધ રસોઇયાને મેં સાધી રાખ્યો હતો. તેને મારી બહુ દયા આવતી હતી. તે દરરોજ મને ખબર આપતો હતો. મારા પતિને છોડી મૂકવાને બદલે સેશન્સમાં નાખ્યા છે એવી તેણે મને ખબર આપી હતી.

વસન્તના શબ્દો સાંભળતાંજ ક્રોધ અને ક્ષોભથી મારૂં આખું શરીર કંપવા લાગ્યું. આત્મસંવરણ કરી તે વખતે હું

ત્યાંથી ચાલી ગઈ. સન્ધ્યા થઇ અને વિશ્વેશ્વરની આરતીનો શંખ અને ઘંટા ધ્વનિ સંભળાવા લાગ્યો.

રાત્રિના બાર વાગે તે રોન ફરીને હું સુતી હતી તે દિવાનખાનામાં આવ્યો. તેણે મને ઉઠાડી. મદ્ય પીને તે એટલો તો બેહોશ થઇને આવ્યો હતો કે, તેને પુરતું બોલવાનું પણ ભાન ન હોતું. તેના મ્હોડામાથી દુર્ગંધ આવ્યા કરતી હતી.

તેણે કહ્યું:–"અનુ! તારી આશામાં કેટલા દિવસથી હું હયરાન થયા કરૂં છું હવે તું મારી થા. સુંદરી! તને હું સંપૂર્ણ સુખમાં રાખીશ."

તેના શબ્દો સાંભળી મારું સર્વાંગ કંપી ઉઠ્યું. મેં કહ્યું.–"વસન્ત! અત્યારે તું મદ્ય પીને આવ્યો છે. માટે હમણાં અહિંથી ચાલ્યો જા. તું મને ઠગવા માગે છે. પણ હું તારી બધી બાજી સમજી ગઈ છું. મેં મારા સ્વામીને છોડી દીધા નથી, પણ તેમની વિરૂધ્ધમાં બની શકે તેટલા પ્રમાણો મેળવી તેં તેમને સંકટમાં નાખ્યા છે. મને બધી ખબર પડી ગઇ છે."

વસન્ત હસ્યો. મદ્યમત્ત બની ખડખડાટ હસી કહેવા લાગ્યો:–"અનુ, તારો સ્વામી મારા સપાટામાં આવ્યો છે તેને છોડી દઉં? કદી નહિ તું પુનઃ તેની પાસે નહિ જાય તેની શી ખાત્રી?"

"વસન્ત-વસન્ત આ તું શું કહે છે? આવો વિશ્વાસઘાત?"

"હા, વિશ્વાસઘાતી કહે તો પણ તારા જેટલો તો નહિ. જે પોતાના પતિને છોડી બીજાને આત્મદાન કરવા તૈયાર થઇ તેના જેવી વિશ્વાસઘાતિની બીજી કોણ? વેશ્યામાં અને તારામાં શું ફરક? તારા સ્વામીને ફાંસીની સજા કરાવું તેમાં મને બે લાભ છે. એક તો એ કે તને ફરજીઆત મારી થઇને રહેવું પડશે અને બીજું નોકરીમાં ઉચ્ચ પદનો લાભ થશે."

ઘૃણા-લજ્જા અને અભિમાનથી મારૂં હૃદય ફાટી જવા

લાગ્યું. હું દિંગ્મૂઢની માફક શું કરવું એનો વિચાર કર્યા કરતી એટલામાં તે મારા દિલ પર ધસી આવ્યો. તેણે મને પોતાના ભુજપાશમાં બાંધી લીધી. મારા ઓષ્ઠનું ચુંબન લેવાનો પ્રયત્ન કરે છે એટલામાં તેના દિવાનખાનામાં શોભા તરીકે દિવાલ ઉપર ટીંગાડી રાખેલાં આયુધોમાંની કટાર-જે મેં મારી કમરે છુપાવી રાખી હતી-તે તેના પેટમાં ખોસી દીધી. કટાર વાગતાંજ ચિત્કાર કરી તે બાંચ પર પડી ગયો. તેના પેટમાંથી ધોધની માફક લોહી વહેવા લાગ્યું. મારા પાતિવ્રત્યનો અને મારી જીંદગીનો નાશ કરનારને મેં પૂરા ફેંજે પહોંચાડ્યો ક્રોધથી અને લોહીનાં દશ્યથી મારી આંખો લાલ થઈ ગઈ હતી. કટારવાળો હાથ હજી ધ્રુજતો હતો. મને ખુની તરીકે પકડી જશે અને બ્રાહ્મણ કન્યાને ચાંડાલોને હાથે ફાંસીને લાકડે લટકવું પડશે એ વિચારે મને દીવાની બનાવી દીધી. સુખ મારા નસીબમાં નહોતું. એક બ્રાહ્મણ પુત્રનો જીવ બચાવવા જતાં ભોળપણને લીધે ભૂલનો ભોગ થઇ પડી હતી. પતિ તરફથી મારો તિરસ્કાર કરવામાં આવ્યો હતો. પુનઃ તેજ પતિને બચાવવા જતાં—પાતિ-વ્રત્યને અખંડ રાખવા જતાં—મારા હાથથી વસન્તનું ખુન થયું હતું. તરતજ મેં તે કટાર મારા પેટમાં ખોસી દીધી અને આત્મ-હત્યા કરી. મહારાજ! મારી આ હકીકત છે. મેં આત્મહત્યા કરી એમાં ખોટું શું કર્યું છે? આત્મહત્યા કરી ન હોત તો સતિ સ્ત્રીનું—પાવિત્ર્ય નષ્ટ થઈ જાત—પોલીસ મને પકડત—ખુની માણસની હું પૂર્વાશ્રમના પત્ની છું એમ ખુલ્લું થાત—માત પિતાની આબરૂ ધૂળમાં મળત તે કરતાં આત્મહત્યા કરી મેં મારી જાતને તેમજ ઇષ્ટ સંબંધીઓને બચાવી લીધાં એમાં ખોટું શું કર્યું? માટે હવે આપને જોઈએ તેવો માગે ન્યાય કરો." એટલું

કૂદી અનુ બાજુમાં બેસી ગઇ.

એટલામાં એક કૈયો આગળ આવ્યો અને કહેવા લાગ્યોઃ—મહારાજ, તેના કરતાં મારી આત્મહત્યાની વાત વિશેષ છાટાદાર છે અને તે સાંભળી આત્મહત્યાનું કારણ પણ યોગ્ય છે એમ આપને ખાત્રી થશે. હુકમ કરો તો કહી સંભળાવું



# અમરસિંહની આત્મકથા

મહારાજ ! જાતિનો હું રજપુત છું. ઉત્તર હિન્દુસ્થાનનો રહેવાસી છું. મુંબાઇમાં આવ્યાને મને એક વર્ષ થયું છે. મહાલક્ષ્મી પર આવેલા એક આલીશાન બંગલામાં રહેતા ધરમશી શેઠને ત્યાં હું નોકરી કરતો હતો. શેઠ મને ખાઇ પીને દસ રૂપિયાનો પગાર આપતા હતા. ખાવા–પીવાની સગવડ, રહેવાનું ઉત્તમ સ્થળ અને માત્ર બંગલાની દેખરેખ રાખવાનુંજ કામ હોવાથી મારૂં શરીર હૃષ્ટપુષ્ટ બની ગયું હતું.

ધરમશી શેઠ વૃધ્ધ થયા હતા; પરંતુ પહેલી બે પત્નીને સંતાન થયું નહિ હોવાથી પોતાની ઉત્તરાવસ્થામાં પણ વંશવૃધ્ધિ માટે તેમણે ત્રીજી વારનાં લગ્ન કર્યાં હતાં. નવાં શેઠાણીનું નામ જમના બાઇ હતું. તેની ઉમર માત્ર અઢાર વર્ષની હતી. યૌવનનો પૂર્ણ બહાર હતો; પરંતુ તે બહાર લૂટનાર ભોક્તા નહિ હોવાને લીધે તેમનું દિલ હમેશાં ખિન્ન રહ્યા કરતું હતું. પતિ તરફનો તેમના મનનો તિરસ્કાર હમેશાં દેખાઇ આવતો હતો. શેઠના દેખતાં આજે માથું દુઃખે છે, અન્ન ખવાતું નથી, કયાંઇ ચેન પડતું નથી વગેરે ફરિયાદો કાયમ રહેતી; પરંતુ શેઠનો પગ બહાર પડતાંજ હસવું–કુદવું ઠઠ્ઠા-મશ્કરી કરવી અને આનંદથી ટોળટપ્પાં કરવામાં તે કાંઇ બાકી રાખતી નહિ.

મને બંગલાના પહેરેગીર તરીકે નીમેલો હોવાથી શેઠાણીની મહેરબાની મારાપર સારી હતી. પેંડા બરફી, ફળફળાદિ જે કાંઇ નવી ચીજ ઘરમાં આવતી, તે શેઠના ગેરહાજરીમાં મને

આપ્યા વિના રહેતી નહિ. અર્થાત્ બપોર થાય કે નાસ્તો કરવાની એક પ્રકારની મને આદતજ પડી ગઈ હતી! કોઈ કોઈ વખત મારા હાથમાં રૂપિયો આપી વેળા-કવેળા પણ મારી પાસેથી બહારથી મિઠાઈ, ચીવડો વગેરે મંગાવ્યા સિવાય રહેતી નહિ.

શેઠની દુકાન મારકેટમાં આવેલી હતી. તેઓ કાપડના મોટા વેપારી હતા. તેમનો વહિવટ પણ જબ્બર હોવાથી સાંજના ઘેર આવવાને તેમને નવ વાગી જતા હતા. અને ત્યાર પછી જમતાં દસ થઈ જતા હતા. આખો દિવસ વેપાર ધંધાની કટકટના લીધે માત્ર મંદિરમા દર્શન કરી આવ્યા સિવાય જ્ઞાન પિપાસા તૃપ્ત કરવા માટે તેમને વખત મળતો નહિ. એટલે રાતના દસ વાગે જમી પરવારી નજીકમાંજ મહાલક્ષ્મિનાં મંદિરમાં વંચાતા કથા સાંભળવા જતા. કથામાંથી આવતાં તેમને કોઈ દિવસ અગીયાર-બાર-અને કદાચિંત્ એક પણ થઈ જતો. અર્થાત્ ધરમશી શેઠનું ધર્મ ધ્યાન તરફ લક્ષ્ય વિશેષ હતું અને અનેક પ્રકારના દાન ધર્મ કરી વંશવૃધ્ધિના ઉપાયો યોજવા પાછી પાની કરતા નહિ. નવી શેઠાણીને પરણ્યાને બે વર્ષ થઈ ગયા હતા; પરંતુ હજી સુધી કોઈ પ્રકારની આશા જેવું જણાતું ન હોતું. શેઠ જ્યારે આમ ધાર્મિક વૃત્તિથી ઈશ્વરની ભક્તિ કરી વંશવૃધ્ધિ માગી રહ્યા હતા, ત્યારે તેમના નવપરિણીત વધુ કોઈ જૂદોજ દાવ ખેલી રહ્યાં હતાં.

એક દિવસ રાતના દસ વાગે શેઠાણીએ મારા હાથમાં એક રૂપિયો મૂક્યો અને મિઠાઈ લાવવાનું કહ્યું. રૂપિયો લઈ હું બંગલામાંથી બહાર જાઉં છું એટલામાં બાજુના બંગલાનો રક્ષક જે અમારી જાતનો હતો, તેની સાથે હું વાતમાં રોકાયો. લગભગ દસેક મિનિટ અમે આમ વાતચિત કરતા ઉભા હોઈશું

એટલામાં અમારા બંગલાની પછવાડેના ભાગમાં જે એક ન્હાનું ભંગીઓને સંડાસ સાફ કરવાને આવવા માટેનું બારણું હતું તેમાંથી એક યુવાનને મેં બહાર પડતાં જોયો. અર્થાત, ભંગીની ગલીમાંથી બહાર પડતા ગૃહસ્થને જોતાંજ હું ચમક્યો, મેં તે ગૃહસ્થને ઉભા રાખ્યા અને દમ ભરાવી પૂછ્યું કે, તું ત્યાં શા માટે ગયો હતો? પેલો માણસ ગભરાયો. તે ચોર જેવો તો દેખાતો નહોતો, કારણ કે, તેના કપડાં ઉમદા હતાં અને તેમાંથી અત્તરની સુગંધ આવ્યા કરતી હતી. એટલે ચોર તો હોવોજ ન જોઇએ એવી મારા મનને ખાત્રી થઇ. તે એકદમ મારા પગમાં પડ્યો અને બોલ્યોઃ—"બચાવો, કોઇને કહેશો નહિ." એટલું કહી તે મારા હાથમાં એક હીરાની વીંટી મૂકવા લાગ્યો. મેં તે લીધી નહિ અને તેનું ગળું પકડી હાથમાંનો ડંડો તેના માથામાં જેવો મારવા જાઉં છું એટલામાં ઉપરની ગેલેરી-માંથી શેઠાણીએ મને જોયો અને હાક મારી કહ્યું:– "અમરસિંહ, તેમને જવા દે. અને અહિં આવ જોઉં?"

શેઠાણીની આજ્ઞા મળતાંજ મેં તે ગૃહસ્થને છોડી દીધા અને હું ઉપર ગયો એટલે તેમણે કહ્યું:–"શું તું માણસને પણ ઓળખી શકતો નથી? તે ગૃહસ્થ મોટા શ્રીમંત છે! તેમનો હાથ પકડતાં તેં જરા વિચાર પણ કર્યો નહિ?"

"બાઇ સાહેબ, તે ચોર હોય કે શાહુકાર હોય, તેની મને શી પરવાહ છે? તે ભંગીની ગલીમાં શા માટે ગયો હતો?" મેં પૂછ્યું.

મારો પ્રશ્ન સાંભળતાંજ શેઠાણીનું મ્હોડું ઉતરી ગયું. તેમણે કહ્યું:–"અમરસિંગ, જરા એટલો તો વિચાર કર કે, એકાદ બુઢ્ઢા બુઆપની સ્ત્રી તરફથી આવું અનુચિત વર્તન થાય તો તેને જગબત્રીસીએ ચડાવી ફજેતી કરવી એ શું તારા જેવાને

શોભે છે ? શાણા અને બુધ્ધિશાળી માણસો તો આવો બનાવ નજરે પડતા આખ આડા કાન જ કરી જાય છે !"

મેં કહ્યું:–"બાઇ સાહેબ ! અમારા જેવા ક્ષત્રિયના હાથથી આવી દાબાદાબી થઇ શકે નહિ. તમે મને હાક મારી ન હોત અને તે વખતેજ મને ખાત્રી થઈ હોત કે તે ખરાબ વર્તન માટે અહિ આવ્યો હતો, તો તેજ વખતે હુ તેનું ખૂન કર્યા સિવાય રહેત નહિ. શેઠે મને બગલાના રક્ષક તરીકે નીમ્યો છે, અને મારી હાજરીમાજ આવુ દુર્વર્તન થાય, એ મારાથી સાખી શકાય નહિ. હવે મને પકકી ખાત્રી થાય છે કે, તે બદમાશ તમારી પાસેજ આવ્યો હોવો જોઇએ. અરછા કલ આને દો ! એટલું કહી મેં મારો ડંડો ઉગામી તેને કહ્યુ કે હવે આવે તો આ ડંડાથીજ તેનું માથુ ફોડી નાખીશ"

શેઠાણીએ જાણ્યુ કે, મને ખુશ કર્યા વિના તેનુ બધું પાપ ખુલ્લું થયા સિવાય રહેશે નહિ એટલે તે મારા પગમા પડી અને કહેવા લાગી: "અમરસંહ, પહેલા મારા પોતાનાજ ટુકડે ટુકડા કરી નાખ અને આ જન્મમાંથી મને છોડવ. તુ જો મારૂ મુખ દેખી શકતો ન હોય તો મારે જીવવાની કાંઇ જરૂરજ નથી. મારા પ્રિયતમના મૃત્યુ પહેલા હુંજ મરી જવા ઇચ્છું છુ."

શેઠાણીની આવી કરૂણ મુખમુદ્રા જોઇ મારા મનમાં દયા આવી. મેં તેમને કહ્યું:–"બાઇ સાહેબ, આ શું ? ઉઠો: હું તો આપનો નોકર છું."

શેઠાણીએ ઉઠીને ઉભા થતા કહ્યું:–"અમર, આમ જરા શુધ્ધિમાં આવ અને યોગ્ય રીતે વરત તો તારૂં પણ કલ્યાણ થશે. લે, તેં આજે મારાપર દયા કરી તેની બક્ષીસ તરીકે વીંટી અને આજની વાત કોઇને કહેતો નહિ."

એટલામાં શેઠ કથા સાંભળીને આવી પહોંચ્યા. વીંટીને

મારા ખીસ્સામાં મૂકી હું નીચે આવ્યો. શેઠ અને શેઠાણી પોતાનાં શયનગૃહમાં ચાલ્યાં ગયાં.

નીચે આવી હું મારા પહેરાની જગાપર બેસી આજના બનાવ વિષે વિચાર કરવા લાગ્યો. એક વખત વિચાર આવ્યો કે, આમ વીંટીની લાલચ લઈ શેઠને બેવફા નીવડી પાપને ઉત્તેજન આપવું એ સારૂં નથી, ત્યારે એક વિચાર એમ પણ આવતો કે, દશ રૂપરડીના પગારમાં કાંઇ જીંદગીનું સાર્થક થાય એમ નથી. કારણ કે, દસ દસ રૂપિયા ભેગા કરતાં લગ્ન કરવા જેટલા થાય ત્યાં તો અરધી જીંદગી તો વીતી જાય એમ હતું ! આવી રીતના અનેક વિચારો મારા મનમાં ઘોળાયા કરતા હતા.

પ્રભાત થતાંજ બધાં માણસો પોત પોતાને કામે લાગી ગયાં. બપોરના ત્રણ વાગે શેઠાણીએ મને પોતાની પાસે બોલાવ્યો. તેમણે કહ્યું:—“ અમર, આ વીંટીની કિંમત કેટલી હોવી જોઈએ તેની તને ખબર છે ? અરે, રસ્તાનો ચોર પણ એના પાંચસો રૂપિયા આપી દે. શું સમજ્યો ? માટે મારી હાએહા ભણતો જઇશ તો તને નિહાલ કરી દઇશ. ”

મેં કહ્યું:—“ બાઈ સાહેબ, આપની મારા પર કૃપા હોય એટલે બસ છે. ” આ પ્રમાણે થોડી અહિં–તહિંની વાતો કર્યા બાદ હું નીચે દરવાજા પાસે આવ્યો. શેઠાણીને બરાબર ત્રણ વાગે એટલે શૃંગાર સજવાની ટેવ હતી. શેઠની હાજરી વખતે તે સાત્વિક વૃત્તિની સ્ત્રી જેવો ડોળ કરતી પણ તેમના બહાર ગયા બાદ રાધા નામની ઘાટણ પાસે માથામાં વેણી બંધાવી અને સુગંધિત તેલ નાખી વાંકો સેંથો પાડી ભલભલાને એક આંખના ઇશારે પાણી પાણી કરે તેવી ખુબસુરત નાજનીન બની જતી. નિત્ય નિયમ મુજબ આજે પણ ઠાઠમાઠ થઇ રહ્યા બાદ

તેણે દાસીને મને પુનઃ બોલાવવા માટે મોકલી. હું ઉપર ગયો એટલે શેઠાણીએ કહ્યું:–"અમર, આજે હું કેવી દેખાઉં છું?"

મેં કહ્યું.—"બાઇ સાહેબ, તે માટે મને શું પૂછો છો? પણ એટલું તો ખરું કે, આપના જેવી સુંદર, સ્ત્રી આખી મુંબઇ નગરીમાં તો મેં ક્યાંઈ જોઈ નથી."

એટલું કહી હું નીચે ચાલ્યો ગયો.

રાત પડી આજે પહેરો ભરતાં મારી નજર એક સરખી પેલા ગલીના બારણા તરફ લાગી રહી હતી. તે દિવસે દસ વાગતાં સુધીમાં તો ચાર પાંચ વખત કાંઇ પણ નિમિત્ત બતાવી મને બાઇએ બોલાવ્યો અને આખરે તેમની ધીરજ રહી નહિ એટલે કહ્યું– "અમર, બરાબર ધ્યાન રાખીને બેસી રહ્યો છે તે કાંઇ ભગાની ટોપલી કોઇ ચોરી જવાનું નથી."

મેં કહ્યું:–"બાઇ સાહેબ, તેમ નથી પણ પેલો ગૃહસ્થ પાછો આવે તો તેને પકડવા માટે ટાંપીને બેસી રહ્યો છું."

શેઠાણીએ કહ્યું:–"અરે ગાંડા, શું એટલા માટે મેં તને કાલે ચીઠી આપી હતી?"

મેં કહ્યું:–"બાઇ સાહેબ, બેઇમાની મારા બાપે મને શીખવી નથી. ગઈ કાલની વાત હું ગુપ્ત રાખીશ. પણ આજે તો મામલો નહિ ચાલવા દઉં."

"પણ–તું કાંઈ વિચાર તો કર કે આ ઘરડા ખુવડથી શું મને પુત્ર પ્રાપ્તી થશે? આ બધી ધન-દોલતનો માલિક કોણ થશે? શું મને પુત્રની ઇચ્છા નહિ હોય? સ્ત્રિઓમાં માતા થવા ઉત્કંઠા મૂકેલી છે, તે મારી ઉત્કંઠા કોણ પૂરી કરી શકે એમ છે? તારા શેઠ? તેમનામાં શું છે? હું જ્યારે સોળે શણગાર સજી તેમની રાહ જોતી બેસું છું, ત્યારે તેમનું મન ધર્મધ્યાનમાં લાગ્યું છે. આવી રીતે વર્તનું હતું તો મને લાવ્યા શું કામ?

માટે અમર, તું જો મને અનુકુળ રહે તોજ મારું કાર્ય સિધ્ધ થઈ શકે એમ છે, નહિ તો આ સુંદર દેહલતા વનની અંદર ઉગેલા ગુલાબ ફુલની માફક નિરર્થક બની કરમાઇ જશે."

"તેને માટે હું શું કરું ?"

"તારા ભયને લીધે જ તે આવ્યા હશે નહિ. નહિ તો દરરોજ તે દસ વાગે આ ગલીમાંથી આવે છે. ખડકીનો દરવાજો હું હમેશ ખુલ્લો કરી રાખું છું."

"ત્યારે હું શું કરું ?" મેં પૂછ્યું.

તરત જ તેણે એક કાગળ મારા હાથમાં મૂકયો. તેમાં પેલા ગૃહસ્થનું ઠેકાણું લખ્યું હતું. તેમણે મને કહ્યું કે, "આ ઠેકાણે જઈ તું તેમને બોલાવી લાવ."

મેં કહ્યું:–"વાહ ! વાહ ! બહુ સારું કામ સોંપો છો ! આવું વ્યભિચારને ઉત્તેજન આપવાનું કામ મારાથી નહિ થાય."

મારા શબ્દો સાંભળતાં જ બાઇએ મારા ગળામાં હાથ નાખ્યો અને પટાવતાં કહ્યું:–"અમર, આ લે બીજી વીંટી અને આજે તું મારું આટલું કામ કરી દે. પછી ભલે કાલથી કરતો નહિ."

મારા હાથથી મેં તેનો હાથ મારા ગળામાંથી કહાડી નાખ્યો. પરંતુ તે વખતનો તેના હસ્તનો સ્પર્શ થતાં જ મારાં રોમાંચ ખડાં થઇ ગયાં. મારી ચિત્તવૃત્તિ બેફામ બની ગઈ. મારા મનમાં આવ્યું કે, આશક–માશુકની એક વખત મુલાકાત કરાવી આપું તો પછી મનમાં આવશે તેમ બન્નેને નચાવી શકીશ અને જોઇતો લાગ સાધી લઇશ. આવો વિચાર મનમાં આવતાં જ મેં બીજી વીંટી લઈ લીધી અને તરત જ આપેલા ઠેકાણા મુજબ પેલા માણસને ઘેર જઈ પહોંચ્યો. તેણે "મારું માથું દુઃખે છે" એમ કહી આવવાની ના પાડી.

શેઠાણીના આશકનો જવાબ મેં તેમને કહી સંભળાવ્યો, એટલામાં શેઠ કથામાંથી આવી પહોંચ્યા. બાઇ સાહેબની તબિયત તરતજ બગડી ગઈ! બન્ને પોતાના ઓરડામાં જઇને સુઇ રહ્યાં !

બીજે દિવસ પ્રભાતમાંજ પ્રાતઃવિધિ ખલાસ થયા બાદ શેઠ બાર વાગે જમી પરવારી દુકાને ગયા એટલે બાઇએ મને બોલાવ્યો અને કહ્યું કે, "હમણાં જઇને પેલા ગૃહસ્થની ખબર કહાડી આવ અને પૂછી આવ કે આજે આવશે કે નહિ ?"

શેઠાણીની આજ્ઞા સાંભળતાં મેં મનમાં વિચાર્યું કે, તેજ શા માટે જોઇએ ? હું ક્યાં કમ છું ! વારૂ, આગળ ઉપર જોઇ લેવાશે. એકવાર તો તે બન્નેને મારા ઓશીયાળાં બનાવી દઉં. એવો નિશ્ચય કરી મેં પેલા ગૃહસ્થને સંદેશ પહોંચાડયો. તેણે પ્રતિઉત્તરમાં જણાવ્યું કે, તારી શેઠાણીને જઇને કહે કે. " સાંજે પાંજરાપોળની ત્રીજી ગલીમાં મળે તે વખતે બધો ખુલાસો કરી દઇશ. "

શેઠાણીને મેં સમાચાર પહોંચાડયા. તેના ઉમંગનો પાર રહ્યો નહિ. સાંજ ક્યારે પડે અને બહાર ક્યારે જાઉં એવો તેના મનમાં તનમનાટ લાગી રહ્યો. તે પલંગમાં પડી પણ નિદ્રા આવી નહિ અને ચાર વાગવાની રાહ જોવા લાગી. ચાર વાગ્યા એટલે તેણે ગાડી જોડાવી અને દર્શન કરવાને બહાને મને સાથે લઇ પોતાના આશકને મળવા ગઇ.

લગભગ સાડા ચાર વાગે ગાડી માધવબાગના દરવાજા પાસે આવીને ઉભી રહી. પેલો ગૃહસ્થ અમારી રાહ જોતો ત્યાં ઉભો હતો. મને પણ ગાડી સાથે આવેલો જોઈ, તે શેઠાણીની પાસે આવવાને હિંમત કરી શકતો નહોતો. બન્નેએ દર્શન કર્યાં પણ મારી આડખીલીને લીધે સાથે મળી વાતચિત કરી શકતાં નહોતાં.

આખરે પેલો કંટાળ્યો અને એક વિધવા બાઇ સાથે શેઠાણીને કહેવરાવ્યું કે, તારો ભૈયો છે, ત્યાં સૂધી વાત થઇ શકશે નહિ."

શેઠાણી તરત જ સાનમાં સમજી ગઈ. તેણે એક પાંચ રૂપિયાની નોટ ખીસામાંથી કહાડી અને ભૂલેશ્વર પાસેથી ભીખારીઓને વહેંચવાની પૂરી લઈ આવવાનું મને કહ્યું.

ત્યાર પછી તેઓ બન્ને પાંજરાપોળની ગલ્લીના એક ખૂણા પાસે ઉભાં રહી વાતો કરવા લાગ્યાં. તેણે કહ્યું:–"તારી પાસે આવવાને હું ભય પામું છું. તારો ભૈયો મહા બળવાન છે. એક ડાંસો છાતીમાં મારે તો આપણા રામ રમી જાય એમ છે! તેને હું વીંટી બક્ષીસ તરીકે આપતો હતો, પણ તેનું મન પીગળ્યું નહિ. કદાચિત્ તારા પતિને પણ તેણે વાત કહી દીધી હોય એટલે ચોરવાટથી હું આવું કે તરત સપડાઈ જાઉં એવી મને બીક લાગે છે. માટે આજ પછી હું તારે ત્યાં આવવાનો નથી. બસ, હવે કરી એટલી મોજ મજાહ પુરતી છે. વધારેમાં માલ નથી."

તેણે મારા વિષેની બધી હકીકત પોતાના આશકને કહી સંભળાવી, પણ તેણે માન્યું નહિ. તે કહેવા લાગ્યો:–"તમારી સ્ત્રીઓની બુદ્ધિ પાનીએ હોય છે. દાવપેચ કિંવા આગળ પાછળની તમોને ખબર પડતી નથી. આપણી તો ત્યાં આવવાને હિંમત ચાલતી નથી. માટે તારા પતિની હયાતિમાં તો આપણો પગ ત્યાં આવવાને ઉપડતો નથી. તેના મરી જવા પછી વાત. માટે હમણા તો ચુપચુપ બેસી રહેવામાં માલ છે. તે બદમાશ જો વાંકો થયો તો આપણા બન્નેને ફજેતને ફાળકે ચઢાવ્યા સિવાય રહેશે નહિ. તમારે સ્ત્રીઓને શું? પણ પુરૂષોને તો દરેક વાતનો વિચાર કરવાનો હોય છે." એટલું કહી તે ત્યાંથી ચાલી

જવા લાગ્યો. શેઠાણી તેનો કોટ પકડી ઉભો રાખવા જાય છે, ત્યા હું આવી પહોંચ્યો. મારી સાથે પુરીઓ ઉંચકીને મજુર આવ્યો હતો. મને જોતાંજ શેઠાણીએ તેનો કોટ છોડી દીધો અને ગરીબોને પૂરીઓ વહેંચી ગાડી પાસે આવવાનું કહ્યું તરતજ મેં ભીખારીઓને પુરીઓ વહેંચી આપી અને અમે પુનઃ બંગલે આવી પહોંચ્યાં.

ઘેરે આવ્યા બાદ, તેનું ચિત્ત અસ્વસ્થ બની ગયું હતું. પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ જેને તે ચાહતી હતી, તે આશંક તેના તિરસ્કાર કર્યો હોવાથી જમ્યા વિના તે આવી તેવીજ પલંગ પર જઈને પડી. જેમ તેમ તેણે તે રાત રડવામા પસાર કરી. બીજે દિવસે મેં તેને પુછ્યુ કે, "કેમ શું થયું છે?" ત્યારે તેણે જવાબ આપ્યો:–"મારૂં નસીબ ફૂટી ગયુ છે" મેં કહ્યું, "એમ કેમ બોલો છો! ઇશ્વરની કૃપાથી તમારે ત્યાં શેની ખોટ છે?" તેણે કહ્યું, "બધું સુખ છે, પણ યૌવનાવસ્થામાં જે સુખ જોઇએ તે ક્યાં છે? તે વિના જીંદગી વૃથા છે. હાય, અમારો સ્ત્રીઓનો જન્મ નકામો છે. બહાર જવાની ચોરી–કોઇની સાથે બોલવાની પણ ચોરી!"

મેં કહ્યું:–"બાઇ, તમને તો જોઇએ એટલી સ્વતંત્રતા છે! બાકી બીજી સ્ત્રીઓને તો ઘરમાંથી પગ બહાર કહાડવાની બંધી હોય છે, ત્યારે પરપુરૂષ સાથે બોલવાની સંધિ તો ક્યાંથી જ મળે!"

તેણે કહ્યું:–"હા, હું બધું સમજું છું. પણ મારી જીંદગીનો તો તેંજ નાશ કરી દીધો છે. તેમના દિલમાં તારા માટે ભય બેસી ગયો છે. તેં તેમને દમ ભરાવ્યો અને વીંટી પણ લીધી નહિ એટલે તેમના મનને ખાત્રી થઈ ગઇ કે, તેં બધી વાત જાહેર કરી દીધી હશે એટલે એ પછી જો તારા સપાટામાં

આવે તો તું તેમનો પ્રાણ લીધા સિવાય રહે નહિ. એટલે તેમણે તો મને સાફ કહી દીધું છે કે શેઠ ગુજરી ન જાય ત્યાં સૂધી તારે ત્યાં આપીશ નહિ."

મેં કહ્યું:-"વાહ! મારા પર આટલું બધું આજ શા માટે ચડાવો છો? મને જ રજા આપી દો ને કે બધી કટકટ પતી જાય."

જો કે આ શબ્દો હું તેને સારૂં લગાડવા બોલ્યો હતો, પણ મારા મનમા તો તેની મનહર મૂર્તિ રમી રહી હતી. અને મનમા આવતું કે, જો એક વખત આ મને સાધ્ય થઈ જાય તો શી ખોટ છે? લગ્નની પણ શું જરૂર છે? શેઠાણી સાથે મોજ-મઝાહ! ખાવા પીવાની ચેનબાજી! બધી રીતે આનંદ! માટે પેલો માણસ અહિં ન આવે એવું અંતરથી હું ઇચ્છતો જ હતો. પરંતુ મારા મનના વિચાર હું ખુલ્લી રીતે તેને કહી શકતો ન હોતો.

તેણે કહ્યું:-"અરે ગાડા, તું તો અમારો વિશ્વાસુ માણસ છે તને રજા આપીએ, તેની જગ્યાએ બીજો બેઠો આવે. અહિં-તહિં જવાને પણ વિચાર કરવો પડે. તું અહિં ઉપર બંગલામાં હોય તો પણ શેઠને તારા વિષે શંકા આવે એવું નથી. અને તું તો બધી વાત જાણી ગયો છે અને અમોને અનુકુળ થઈ ગયો છે એટલે તે દિવસના અહિં આવે તો પણ તારી મદદથી બધો કારભાર નભ્યા કરે એમ છે; પરંતુ તે અહિં આવવાજ કબુલજ થતા નથી, તેનું શું કરવું?"

એટલામાં તેમના મનમાં કાંઈક વિચાર આવ્યો એટલે એક પત્ર મને લખીને આપ્યો અને કહ્યું કે, "જા, હમણાંને હમણાં આ પત્રનો ઉત્તર લઈ આવ."

આ પત્રમાં શું લખ્યું હતું તે જાણવા માટે રસ્તામાં

મેં બે ત્રણ માણસોને બતાવ્યો, પણ કોઇ વાંચી શક્યું નહિ. કારણ કે, પત્ર અંકલિપીમાં લખ્યો હતો. સંકેત શબ્દો જાણ્યા સિવાય તે કોઇથી વાંચી શકાય એમ નહોતો. મેં તે પત્ર તેના આશકને આપ્યો અને તેનો પ્રત્યુત્તર લઈ બંગલે આવી પહોંચ્યો.

પ્રત્યુત્તર વાંચતાં જ શેઠાણીએ પોતાનું કપાળ કુટયું. તે કહેવા લાગી, "અમરસિંહ, આવો નાહિમત માણસ મેં કયાંઈ જોયો નથી. હવે તો તું કાંઈ રસ્તો શોધી કહાડ નો ઠીક. મારા તો દરેક ઉપાયો ખુટી ગયા છે. મેં આખરનો ઉપાય કરી જોયો અને તેમાં લખ્યું હતું કે, હું સૌગંદપૂર્વક તમને જણાવું છું કે, ભૈયો આપણને પૂર્ણ અનુકુળ હોવાથી અહિં આવવાની જરા પણ બીક રાખશો નહિ. ગમે તેમ કરી આજે રાતના આવો. પછી આપણે કેવી રીતે વર્તવું તેનો નિર્ણય કરીશું. વળી એમ પણ લખ્યું હતું કે, જો તમે નહિ આવો તો તમારી પાછળ ફાંસો ખાઈ મરી જઇશ. અમરસિંહ, આથી હું વધારે શું લખું ? પણ તેણે જવાબમાં જણાવ્યું છે કે, "જીવ આપવો એ સહેલી વાત નથી એટલે આવા લખાણથી હું ફસાઇ જાઉં એમ નથી. તારે ત્યાં ચુપચુપ આવ્યા પછી પણ કયાં શાંતિથી મોજ મારી શકાય છે ! કોઈ જોઇ જશે, કોઈ સાંભળી જશે ! ! આમ મનમાં તો બીક રહ્યા કરે છે. એક વખત તો મોતના સમયમાંથી છુટયો. હવે બીજી વાર સપડાઉં એમ નથી. માટે મારા કહેવા મુજબ વ્યવસ્થા થાય તોજ હું આવી શકું. બાકી હવે તો હમેશને માટે રામ રામ !"

મેં કહ્યું–"બાઇ, તે માણસમાં આશક થવાની લાયકાતજ નથી એટલે મૂકો તેને પડતો. બીજું કોઇ પંખી મળી જશે. તમે તે શા માટે ચિંતા કર્યાં કરો છો ? તમારૂં રૂપસૌંદર્ય જોઇ અનેક ભમરા તમારા મુખકમળ આગળ ગુંજારવ કરતા આવશે. તમે જયારે

આટલી બધી પગે પડી તેને વિનવણી કરો છો, તેવાજ તમારા પગમાં પડી તમારી આર્જવતા કરનારાઓનો દુનિયામાં કયાં ટોટો છે! આપના જેવી પરીસૂરત સ્ત્રી જે નરને ભોગવવા મળે તે નરને પુરો ભાગ્યવાન જ માનવો જોઇએ."

આવી રીતે થોડી ઘણી વાર્તાચિત થયા બાદ મેં તેનો હાથ ઝાલી સ્નાન કરવા ઉઠાડી! અહા! તેના હાથની મૃદુતાનાં શા વખાણ કરૂં! આ કુસુમ કળીના ભોકતાને ધન્ય છે એવા ઉદ્‌ગારો મારા મ્હોડામાંથી નીકળી પડ્યા. કોઇક દિવસ આપણી પણ દાળ ગળશે એમ માની જે ચાલે છે તે ઠીક છે એમ વિચારી તેની હાએહા ભણવા લાગ્યો, પણ મારા પોતાના માટે તેની પાસે બોલવાની મારામાં હિંમત આવતી નહોતી.

બપોરે જમી રહ્યા બાદ હું તેના દિવાનખાનામાં ગયો અને પાનની તબક લઈ બોલ્યો:-" બાઈ સાહેબ! પાન લઉં કે?"

તેણે કહ્યું:-" મુવા લુચ્ચા! પાનને માટે શેની રજા માગે છે! તને કોણે મનાઇ કરેલી છે! જા, રાધાએ મારા માટે પાનની બીડીઓ કરી રાખી હશે, તે માંહેલી એક લે. તું જો તો ખરો, તેનો કેવો 'ટેસ' છે!"

રાધાએ બનાવેલી પાનની બીડી મેં ડબીમાંથી લીધી અને ખાધી. તેની સુવાસનાં શાં વર્ણન કરૂં! મારી જીંદગીમાં મેં આવી પાનની પટ્ટી કયારેય ખાધી નહોતી. મેં કહ્યું:-" બાઈ સાહેબ તમારી કૃપા છે તો પછી બીજું શું જોઇએ! આપના હાથની આવી પાન પટ્ટી જે નરને ખાવા મળતી હશે તેને ધન્ય છે'"

એટલું કહી મેં તેના હાથને હાથ લગાડ્યો. બાઈ સહજ હસી અને બોલી:-" અમર, શાબાસ છે તને કે મારા હાથને હાથ લગાડવાની તેં હિંમત કીધી!"

મેં વિચાર્યું કે, બાઇને ગુસ્સો આવ્યો હશે, પણ નહિ.

ઉલટી તે તો મારા ખોળામાં બેઠા અને હસતા હસતાં કહેવા લાગી:–" અમર, જેને પોતાનો કાબો તેની સાથે ગુસ્સો કરવો એ યોગ્ય નથી. તેં મારા સામે જોયું જ શા માટે ? મારા શરીરને શા માટે હાથ લગાડયો ? વગેરે માથાકુટ કરવામાં શું ફાયદો છે ? અમે દેવ દર્શને જઇએ છીએ, ત્યાં શું લોકોની આંખ પાટા બંધાવીએ છીએ ? ના પચ્છી એકાદ માણસે મારા મ્હોડા તરફ જોયું તો તેમાં શું બગડી ગયું ? મને તો નકામા મિજાજ કરવો બિલકુલ ગમતો નથી ! લોકોના જોતાં કોઇને મ્હોડા તરફ જોવા દેવું નહિ, અને ઘુમટા કહાડી ઉભા રહેવું. પણ અંધારામાં બધું ચાલે ! જવા તે વાત આપણે બીજાની નિંદા શા માટ કરવી જોઇએ ! "

આવી રીતે ઘણા વખત સૂધી અમારા બન્ને વચ્ચે સંભાષણ ચાલ્યું, પણ તેના શરીર પર હાથ નાખવાની મારામાં હિમત આવતી ન હોતી. કાંઇ પણ પૂછવાનીએ હિંમત ચાલતી ન હોતી. મારા મનમાં વારંવાર વિચારો આવતા કે, હું જો આના શરીર પર હાથ નાખું અને આશકનુ બેર વાગવા રાડ બૂમ પાડી ફજેત કરે તો મારી શી સ્થિતિ ! માર ખાઇને જેલમા જવુ પડે કે બીજું કાંઇ ? આખરે લાંબો વિચાર આ નીચ કૃત્ય કરવું યોગ્ય નથી એમ માની હું ઉઠીને નીચે જવા લાગ્યો એટલે તેણે મારો હાથ પકડયો અને ખેચીને કહ્યું:–"અમર, થોડો વખત બેસને ! નીચે જઇ દિવસે શેનો પહેરો ભરવાનો છે ? "

મેં કહ્યું:–" બાઇ સાહેબ, પહેરો તો શેનો હોય, પણ મને જવા દો. અહિં બેસવાથી મનને કાંઇનું કાંઇ થઇ જાય છે ! અમારા જેવાએ અહિં વધારે વખત બેસવું યોગ્ય નથી, કારણ કે તેવા નસીબવાન પુરૂષો જૂદાજ હોય છે ! "

મારો વ્યંગ સાંભળી બાઈએ કહ્યું:–" અરે ! પ્રયત્નો કરે તો બધુંએ તારા નસીબમાં છે. આટલો બધો ગભરાય છે શું કામ ?"

મારાથી તેને ઉત્તર આપી શકાયો નહિ. મનમાં વિચારતો કે, જરા મન બતાવે તો તો તરતજ તેના ગળામાં હાથ નાખું પણ હિમત થતી ન હોતી એટલે સ્તબ્ધ બેસી રહ્યો.

મારી અવાક્ સ્થિતિ જોઇ તેણે કહ્યું:–" અમર, બોલતો કેમ નથી ? કહે, તારા મનમા શું છે ? બિલકુલ ડરતો નહિ. તને શું જોઇએ છે ? મારામાં તારૂં મન લાગ્યું છે ? જો તેમ હોય તો તારે મારૂં એક કામ કરવુ પડશે અને પછી હમેશને માટે હું તારી જ છું."

મેં કહ્યું:–" બાઈ સાહેબ ! તમારૂં કયું કામ હું કરતો નથી ? તમે કહો, આ સેવક જીવ આપવા પણ તૈયાર છે."

બાઇએ કહ્યું:–" જો, પાછળથી ફરી જાઇશ !"

હું સહજ ગભરાયો. મનમા થયું કે આ ખુબસુરત નાગણ શું હુકમ કરશે ? એટલામાં તેણે કહ્યું:–" બસ, આટલી જ તારી હિંમત કે ?"

મેં તરત જ ઉત્તર આપ્યો:–" વાહ ! વાહ ! તમે આટલી જ મારી પરીક્ષા કરી કે ? કહો, જે કામ કરવું હોય તેને માટે હું બિલકુલ પાછી પાની કરીશ."

" ત્યારે વચન આપ."

તરત જ મેં તેના હાથ પર તાળી ઠોકી. કારણ કે, અત્યારે હું તેના રૂપમાં મુગ્ધ બની દીવાના જેવો બની ગયો હતો. એટલાથી સંતોષ નહિ પામતાં મારી પાસે સોગદ ખવરાવ્યા અને મેં ખાધા. પરંતુ અત્યારે તે વખત યાદ આવતાં મનમાં આવી જાય છે કે, તે વખતે મારા મ્હોડા પર કોઇએ

એ તમાચા મારી મને ચેતાવ્યો હોત તો આમ આત્મહત્યા કરવા વખત આવત નહિ.

થયું તે થઈ ગયું. હવે પશ્ચાતાપ કરવાથી શું ફાયદો ?

મેં સાગંદ ખાધા એટલે તેણે કહ્યું:-" અમર, પેલા ગૃહસ્થને તું એક વખત મારી સાથે મેળવી આપ."

મેં કહ્યું:-" પણ તે આવતો નથી તેને માટે હું શું કરૂં ? શું તેને ઉચકીને લાવું ?"

તેણે કહ્યું:—" તેં તેમને પકડયા તે પહેલાં તેઓ દરરોજ પછવાડેના દરવાજેથી અહિં આવતા હતા, પણ હવે તે આવવાને સાફ ના પાડે છે કારણ કે, તારા માટે તેમના મનમાં પકકી બીક ભરી ગઈ છે!"

મેં કહ્યું:-" બાઈ સાહેબ! તમારા ગળાના સાગંદ ખાઇને કહું છું કે, હું તેના તરફ બિલકુલ લક્ષ્ય આપીશ નહિ."

તેણે કહ્યું:-" મને તો ખાત્રી છે, પણ તેને થતી નથી તેનું શું કરવું ?"

" મેં કહ્યું:-" તો હવે તમે ઉપાય બતાવો તેમ કરૂં."

તેણે ઘણાજ ધીમા અવાજે મારા કાનમાં કહ્યું:-' આ બુઢ્ઢાની પીડા વચમાંથી ટાળી દે ( એટલું કહી તેણે તેના ધણીની ભીંતે ટાંગેલી છબી મને દેખાડી ) પછી હું હમેશને માટે તારીજ છું. પેલા ગૃહસ્થ આવશે તો રાતના એકાદ પ્રહર પછી ચાલ્યા જશે, પણ આપણે તો ચોવીસે કલાક સાથે જ છીએ ને !"

તેનાં આ વચનો સાંભળી હું સ્તબ્ધ બની ગયો. મનમાં થયું કે, આના જેવી ચંડાળ સ્ત્રી દુનિયામાં બીજી કોઈ હશે નહિ. એક આશકના મેળાપ માટે ખુદ પોતાના ધણીને—જેની સંપત્તિ પર તે મજાહ મારી રહી હતી—તેને મારી નાખવાનો તાગડો રચે છે! હું આમ વિચાર કરૂં છું એટલામાં તેણે કહ્યું:—

"અમર, તેં વચન આપ્યું છે, તેની યાદ છે ને ? કે નકામો બડબડાટ કર્યો ? અરે, મારા જેવી સ્ત્રી......જોઈએ તો પછી તેનું કાર્ય પણ કરી બતાવવું જોઈએ ! મફતમાં મારા જેવી સુંદરીઓ મળતી નથી, સમજ્યો ને ? તું અત્યારે તેમને મારી નાખીશ નહિ તો પણ શું થઈ ગયું. સો બસો વર્ષ તો તે જીવવાના નથી ? તું આ કામ નહિ કરે તો શું હું તેને હવે જીવતો રહેવા દઈશ ? નહિ. દરરોજની જીવની હોળી મારાથી ખમાતી નથી. તારા જેવા સાથે હસવા બોલવાની ચોરી, જવાની ચોરી, આ બધો ત્રાસ હું કયાં સુધી સહન કરી શકું ? તેનાથી જો મારા મનની તૃપ્તી કરી શકાતી નહોતી, તો પછી તે ઘરડા ધુવડ મને પરણ્યા જ શા માટે ? મને શા માટે તેણે ઉંડા ખાડામાં નાખી. કોઈ પણ જોખમે અને પ્રયત્ને હું મારૂં કામ પાર પાડયા સિવાય રહીશ નહિ. માટે બોલ. તેં સોગંદ ખાધા છે. કામ પાર પાડીશ કે નહિ ? કે પછી બૂમ પાડી બધાને જણાવી દઉં કેઃ આણે મારા હાથ પકડી લાજ લૂંટવાનો પ્રયત્ન કર્યો ! બોલ, હા કે નાનો ઉત્તર આપ."

એટલું કહી તરતજ તે ઉઠીને દૂર ઉભી રહી. તેનાં આરોપયુક્ત વચનો સાંભળી હું ગભરાઈ ગયો હતો. એટલે હું તેના પગમાં પડયો અને માફી માગવા લાગ્યો.

તેણે કહ્યું:–"લુચ્ચા, હિંમત ચાલતી નથી, તો મારા શરીરને શા માટે હાથ લગાડયો ? કહે, તારાથી આ કામ થશે કે નહિ ? નહિ તો પછી મારે બીજો માર્ગ જોવોજ પડશે. કામ પાર પાડીશ તો તારા જન્મોજન્મનું કલ્યાણ થઈ જશે. નહિ તો પછી કુતરાને મોતે મારી નખાવ્યા સિવાય રહીશ નહિ."

મેં વિચાર્યું કે આ ચાંડાલિની હવે મને જીવતો છોડશે

નહિ. કોઇના પણ હાથથી પોતાનું કામ પાર પાડ્યા સિવાય તે રહેશે નહિ. પેલાના પ્રેમમાં આ પાગલ બની ગઈ છે. એટલે જો નકાર ભણીશ તો ભવિષ્યનાં બધાં સુખોને તિલાંજલી આપી જેલજાત્રા કરવી પડશે. અત્યારે હું તેના સંપૂર્ણ સપાટામાં આવેલો હોવાથી રાંડ ગમે તેવું આળ ચઢાવી હયરાન કર્યા સિવાય રહેશે નહિ એટલે તેની વાત માન્યા સિવાય છૂટકો નહતો.

ખરેખર, તે વખતે હું ગાહાંધ થઈ ગયો હતો. તેના મ્હોડા તરફ મેં જોયું અને આવી સુંદર સ્ત્રીનો ઉપભોગ કરવા મળશે એમ માની તરત જ મેં હા કહી દીધી અને તેણે કહેલું દુષ્કૃત્ય કરવા હું તૈયાર થઇ ગયો. થયું. તેને એટલુંજ જોઇતું હતું. અમો બન્નેએ મળી બુઢ્ઢાનો કાંટો કેમ કહાડી નાખવો તે નિશ્ચિત કરી લીધું.

તે જ દિવસે રાતના બાર વાગે નિત્ય નિયમ પ્રમાણે તે પોતાના દિવાનખાનામાં સુવા ગઈ અને શેઠ નિદ્રાધીન થતાં જ સંકેત કરી તેણે મને ઉપર બોલાવી લીધો. હું ધીમેથી પગનો અવાજ નહિ થવા દેતાં ઉપર ગયો અને એક મોટા છરાથી શેઠનું–મારા અન્નદાતાનું ગળું ધડથી જૂદું કરી નાખ્યું. તરતજ ચોર–ચોર એમ બૂમ પાડવામાં આવી અને બાઇ સાહેબે છાતીફાટ રૂદન શરૂ કર્યું."

જ્યાં ત્યાં એક સરખી ગરબડ ચાલી રહી. રામો પોલીસ સ્ટેશન પર જઇ કોનસ્ટેબલને બોલાવી લાવ્યો. પોલીસે તપાસ કરવા માંડી. મારી છાતી તો ભયથી ધડક ધડક થયા કરતી હતી. પણ શાબાસ છે તે બાઇને કે, તેણે પોતાના શોકને દૂર કરી સ્પષ્ટ જબાની આપતાં કહ્યું કે, આ ભૈયો ન હોત તો મારો જીવ પણ બચત નહિ. તેઓએ મારી આબરૂ લૂંટી હોત કિંવા મને પણ શેઠની સાથે પૂરી કરી નાખી હોત."

મને પણ શેઠે એક વખત અગાઉ બિમારીમાંથી દવા પાણી કરી બચાવ્યો હતો એટલે કોઇને મારા પર વહેમ આવ્યો નહિ. ચોરોને પકડતાં પકડતાં હું પડયો અને તેઓ ન્હાસી ગયા એમ મેં જુબાની આપી. અગાઉ તરકીબ કરી રાખ્યા મુજબ શરીર પરના બે ચાર ઉઝરડા પણ બતાવ્યા. પોલીસે બાઇને પૂછ્યું:–"તમને કોઇના પર વહેમ છે ?"

બાઇએ ઉત્તર આપ્યો:-"ના."

થયું. પ્રભાતમાં જ્યુરી ભરાઈ અને શેઠને સ્મશાન લઇ જવાનો હુકમ મળ્યો. શેઠનાં સગાં-વ્હાલાંઓ શબને સોનાપુર લઈ ગયાં અને બાળી આવ્યા. સુતકના દિવસો વીતી ગયા. શેઠની ઉત્તર ક્રિયા પણ થઇ ગઇ એટલે ચૌદમાના દિવસે પ્રભાતમાં જ શેઠાણીએ મને પેલા ગૃહસ્થને રાતના બોલાવી લાવવાની વરદી આપી દીધી.

હું તેને સંદેશો પહોંચાડવા ગયો એટલે તેણે ગુસ્સામાં આવીને કહ્યું.–"તુ જઇને કહે કે, હવે હું તારૂં મ્હોડું પણ જોવા ઇચ્છતો નથી. અને તને પણ તાકીદ કરૂં છું કે આજ પછી મારા ઉમરામા પગ મકયો છે, તો તારી વાત તું જાણે." આ સંદેશો મે બાઇને કહી સંભળાવ્યો.

બાઇ અહજ હસી અને બોલી:-"હવે આવવામા શી હરકત છે ? આજ રાતના તે આવ્યા સિવાય રહેશે નહિ તારી સાથે આવો સંદેશો મોકલવાનું કારણ એટલુ જ હોતું જોઇએ કે, તને પણ તેમના આવવાની ખબર ન પડે. તે મોટા ઉસ્તાદ છે ઉસ્તાદ ! !"

રાત પડી અને જમી પરવારી બાઈ સાહેબે શૃંગાર સજવાનો આરંભ કર્યો. અહા ! તે દિવસની તેની ઉત્કંઠા અને રૂપનું શું વર્ણન કરૂં ! જાણે કે ઇન્દ્રની અપ્સરા જ કેમ સ્વર્ગમાંથી ઉતરી આવી ન હોય ! તેણે સુગંધિત પુષ્પોને મંગાવી

પલંગને ફુલોથી આચ્છાદિત કર્યો હતો. અત્તરથી આખો ઓરડો બહેક બહેક મારી રહ્યો હતો. મેં વિચાર્યું કે, ભલેને તે ગમે તેવા ઠાઠમાઠ કરે, પણ વિધવાની છાપ તેના કપાળમાંથી કયાં ભુંસાવાની છે ! પરંતુ મારી અજાયબી વચ્ચે મેં જોયું તો તેણે એક સધવા સ્ત્રીની માફક આજે કપાળમાં કંકુ લગાડી સૌભાગ્યવતિનું ચિહ્ન ધારણ કર્યું હતું ! તે દિવસે તેણે જેવો પોષાક પહેર્યો હતો તેવો તેની અત્યાર સુધીની જીંદગીમાં કયારેય પહેર્યો નહોતો. તે વારંવાર કબાટ માંહેલા અરીસા પાસે જતી અને રૂમાલથી મ્હોડું લુછ્યા કરતી હતી. આમ દર પાંચ પાંચ મીનીટે બારી પાસે ડોકાઇ રહી આશકની રાહ જોયા કરતી હતી.

બાઇ સાહેબની જ્યારે આવી સ્થિતિ હતી, ત્યારે હું તો મારા મનમાં વિચાર કર્યા કરતો હતો, કે ભલેને આજે બીજન આશકની રાહ જૂએ તેની નિરાશા થયા સિવાય રહેવાની નથી ! કારણ કે, પેલા ગૃહસ્થની અને મારી સવારના જે વાર્તાચિત થઇ હતી, તે પરથી મારા મનને ખાત્રી થઇ હતી, કે તે કાંઈ હવે અહિં આવવાનો નથી. માટે તેની ગેરહાજરીમાં આજે આપણને તડાકા પડયા સિવાય રહેશે નહિ. તેના સુન્દર સુકોમળ હાથથી આ પુષ્પની શય્યા પર બેસી પાનની બીડી ચાવવા મળશે અને મારી જીંદગી ધન્ય થશે.

આમ આશકની રાહ જોતાં રાત્રિના બાર વાગ્યા પણ તે તે કાંઇ આવ્યો નહિ, એટલે બાઇ સાહેબ સંપૂર્ણ રીતે નિરાશ થઇ ગયાં ! કેટલીક વખત મને કહ્યું કે, " તું જા અને માત્ર બે મિનિટને માટે પણ તેમને તેડી આવ." પણ મેં તો તેમને સ્પષ્ટ કહી દીધું કે, " તેણે મને પોતાને ત્યાં આવવાની બંધી કરી છે એટલે હું નહિ જાઉં. " જો કે, હું તો મનમાં ઇચ્છતોજ

હતો કે, તે આજે ન આવે તો બહુ સારૂં.

હું આવી રીતે શેખસલ્લીની માફક વિચાર કર્યા કરતો હતો, કે આશકથી નિરાશ બની તે મને પોતાના પલંગ પર બોલાવશે; પરંતુ મારી બધી આશા વ્યર્થ ગઈ. તેણે કાંઈ મને બોલાવ્યો નહિ. બાર થયા–સાડા બાર થયા. જગત આખું સુમસામ થઈ ગયું હતું તે વખતે આ વંઠેલ વિધવા ઘરમાંથી બહાર નીકળી અને પોતાના આશકને ત્યાં જવા લાગી "કામીઓને ભય અને લજ્જા હોતી નથી" એ કહેવતની પ્રતીતિ મને અત્યારે બરાબર થઈ

મેં તેમને કહ્યું-" બાઈ, આવા મધ્યરાત્રિના વખતે તમારા જેવાએ બહાર નીકળવું એ ઇષ્ટ નથી." પણ મારા આ શબ્દો તેને ગમ્યા નહિ. તેણે મારો તિરસ્કાર કરતાં વક્ર દૃષ્ટિ કરી કહ્યું-" તારી સલાહની મને જરૂર નથી. તું મને કોણ રોકનાર છે ? મારા મનની હું મુખ્તિયાર છું."

મેં કહ્યું-" બાઇ સાહેબ, જેને માટે તમે આટલાં બધાં તળપાપડ થાઓ છે, તેને તો તમારી દરકાર નથી છતાં આવી રાત્રીના ભયંકર વખતે તેને મળવા જાઓ છો, એ યોગ્ય કરતાં નથી. શું દુનિયામાં એકલો એજ પુરૂષ છે ? અરે ? તમારી પ્રાપ્તિ માટે તમારા વચનમાં વિશ્વાસ રાખી ખુદ મારા અન્નદાતાનો મેં વધ કર્યો છતાં તમે મને તો બિલકુલ દાદજ આપતાં નથી ! આમ બેઇમાન ન થાવ. આનું પરિણામ બહુ ભયંકર આવશે. " એટલું કહી મેં તેનો હાથ પકડી આગળ વધતી અટકાવી.

મારૂં સાહસ જોઈ હાથ છોડાવતાં એકદમ ગુસ્સે થઈ તે બોલી:-" અમરસિંહ, જરા સંભાળીને બોલ. તું મને કોણ કહેનાર ? મારા મનની હું મુખ્તયાર છું તેમાં તું અટકાવનાર કોણ છે ? મારી મરજીમાં આવશે ત્યાં અને ગમે તે વખતે

હું જાઉં તેમાં તું પ્રતિબંધ કરનાર કોણ છે ?" એટલું કહી તરતજ તે ચાલી નીકળી.

તેનો રૂવાબ જોઇ હું તો સ્તબ્ધ જ બની ગયો. તેણે પાછું વાળીને પણ જોયું નહિ. અને એકદમ સડસડાટ ચાલી ગઈ. મેં વિચાર્યું કે, આવી ખુબસુરત સ્ત્રીને પોતાને ત્યાં જ ચાલી આવેલી જોઈ કયો અભાગી પુરૂષ તેનો તિરસ્કાર કરે ! અર્થાત્ તેનો જીવ તેના આશકમાં ભરાયો હતો એટલે મારી ઇચ્છા તૃપ્ત થાય એમ નહોતું એ તો સ્પષ્ટ જણાઇ આવતું હતું. હવે મારી આંખો બરાબર ઉઘડી અને એક કુલટા સ્ત્રીના મોહમાં ફસાઈ મેં અઘોર પાપ કર્યું હતું તેનો પશ્ચાતાપ થવા લાગ્યો. પરમેશ્વરને ત્યાં હું શું જવાબ આપીશ ? પ્રાણદાતા—અન્નદાતાના વધ જેવું મહાપાતક બીજું કયું હોઇ શકે ? પ્રભુ ! પ્રભુ ! કયા મ્હોડે હું તમારી પાસે ક્ષમા માગું ?

એક પતિઘાતિની વ્યભિચારી સ્ત્રીની વાગજાળમાં ફસાઈ હું શેખસલ્લાના જેવા વિચાર કર્યા કરતો હતો, તે બધું મારૂં મનોરાજ્ય પડી ભાંગ્યું. હું પલંગ પર બેસીશ, સુન્દરીના અધરોનું પાન કરીશ, તેના હાથથી પાનની પટ્ટી મ્હોડામાં મૂકાવીશ. એ વિચારો યાદ આવતાં મેં મારા મોંહાડા પર બે ચાર તમાચા લગાવી કહાડયા. મેં વિચાર્યું કે, આ કુલટાનું રૂપ જોયું, તેમાં જ હું મુગ્ધ થયો અને આવું કુકર્મ કર્યું. આ આંખોનેજ તેની શિક્ષા કરવી જોઇએ, શું આંખોને ફોડી નાખું ? કાનોએ જ તેના બોલવામાં ભોળવાયો. કાન ફાડી નાખું ? હાય હું બહેરો હોત તો કેવું સારૂં ! છેવટે મેં વિચાર કર્યો કે, આંખો અને કાનનો શું દોષ ? હું નપુંસક હોત તો મારા મનમાં કોઈ વિકાર જ ઉત્પન્ન થાત નહિ. આવી સેંકડો સ્ત્રીઓ મારી આસપાસ ફરી વળત તો પણ શું હું આવું

મહાપાતક કરવા તત્પર થાત ? આ બધા પાતકોનું મૂળ મારી ઇન્દ્રિય અને કામ વાસના જ છે ! તેના લીધેજ હું આટલો બેઇમાન થયો અને ફસાયો. આમ વિચાર આવતાંજ મેં ખીસામાંથી ચાકુ કહાડયો અને મારી ઇન્દ્રિય કાપી નાખી. તરતજ રક્તની ધારા વહેવા લાગી. હું ગભરાયો, જરા બેશુધ્ધ થઈ ગયો, પણ મને એક યુક્તિ સૂઝી. રૂમાલનો ડૂચો કરી રક્ત પ્રવાહ બંધ કરવા પ્રયત્ન કરવા લાગ્યો. એટલામાં તે ઝેરી નાગણ ત્યાં આવી પહોંચી. હું તેનું મ્હોડું જોવા ઇચ્છતો ન હોતો એટલે બંગલાનો ત્યાગ કરી હું નાસી જવા લાગ્યો. એટલે તે પણ મારી પછવાડેજ દોડવા લાગી. હું લગભગ દરિયા કિનારા પર આવી પહોંચ્યો ત્યાં મને તેણે પકડી પાડયો અને મારા ગળામાં હાથ નાખી મને બાઝી પડી રડવા લાગી. મેં એક ઝટકો મારી તેને દૂર ખસેડતાં કહ્યું ચાંડાલીની ! હવે રડે છે શા માટે ? હવે તો તારી મરજી મુજબ બધું થયું છે. આ લે તેં આપેલી વીંટીઓ અને મને હવે તે જવા દે.”

તેણે કહ્યું:-“ અમર, મને વીંટીઓ જોઈતી નથી. વીંટીઓ તો શું પણ હું ખુદ તારી પોતાની છું-આ બંગલો-બાગ-બગીચો-સંપત્તિ-વધારે તો શું મારો દેહ પણ તારો જ છે.”

મેં કહ્યું:-“ તારી હું વિનંતિ કરતો હતો, ત્યારે તો મને અનુકુળ ન થઈ અને હવે કેમ વિચાર બદલાઈ ગયા ? ”

તેણે કહ્યું:-“ મારી ભૂલ થઈ ગઇ. મેં તારો નિરસ્કાર કર્યો એ મારી મોટામાં મોટી ભૂલ થઇ છે. પેલાએ મને સંપૂર્ણ નિરાશ કરી છે-હવેથી મારા જીવમાં જીવ છે, ત્યાં સુધી હું તારીજ થઈને જ રહીશ.”

મેં પૂછયું-“ કેમ, તેણે શું કર્યું ? ”

"તેણે મારી યાચનાનો જવાબ આપતાં જણાવ્યું કે, શું મેં તને તારા પતિનું ખૂન કરવાનું જણાવ્યું હતું ? તેના મરી જવા બાદ કદાચિત તને મળીશ. મારા લીધે જે તેં તારા ધણીનું ખૂન કરાવ્યું, તો પછી બીજા કોઇના પ્રેમમાં પડયા બાદ મારૂં પણ ખૂન નહિ કરાવે તેની શી ખાત્રી ? માટે મારો વિશ્વાસ તારા પર બેસતો નથી એટલે જેવી આવી છે, તેવી જ અહિંથી ચાલી જા. નહિ તો હું તને પોલીસના તાબામાં આપીશ."

તેનાં આવાં કટુ વચનો સાંભળી હું તેના પગમાં પડી અને પ્રતિજ્ઞા લીધી કે, "આજ પછી જગતના બધા પુરૂષોને ભાઈ–બાપ સમાન ગણીશ." એટલે તેણે કહ્યું:–"તમારા સ્ત્રીઓનો શો ભરોસો ? લગ્નમંડપમાં બ્રાહ્મણ અને ઇશ્વર પાસે થોડી પ્રતિજ્ઞાઓ લીધી હોય છે ? પતિને મારી જન્મની વૈધવ્ય દશા વ્હોરી લેનારને પ્રતિજ્ઞાની શી કિંમત ?" આમ નહિ સંભળાવાય તેવાં વચનો સંભળાવી તેણે મને પોતાને ત્યાંથી ચાલી જવાનું કહેતાં કહ્યું:–"જા, બાપા જા, હવેથી તું મારી માતા બરાબર છે !"

પછી હું તરત જ દોડી તારી પાસે આવી. હવે તારા સિવાય મને બીજા કોઇનો આધાર નથી.

મેં કહ્યું:–"અરે રંડા ! તેં તેની પાસે પ્રતિજ્ઞા લીધી કે, હવે પછી જગતના બધા પુરૂષો ભાઈ કિંવા બાપ સમાન છે છતાં આટલી વારમાં જ મને ગળે પડી તારી પ્રતિજ્ઞા પર પાણી ફેરવે છે ?"

તેણે કહ્યું:–"તેણે મારો સ્વીકાર કર્યો હોત તો પ્રતિજ્ઞા લાગુ થાત. તેણે હવે મારો તિરસ્કાર કર્યો છે એટલે તમે મારો અંગિકાર કરો. તમારી પાસે સોગંદ ખાઇને કહું છું કે, જીવમાં જીવ હશે, ત્યાં સુધી તમને દગો દઇશ નહિ."

મેં કહ્યું—"કુલટાઓના સોગંદમાં વિશ્વાસ શો ? હથેળીમાં ચાંદ બતાવતાં તારા જેવી સ્ત્રીઓને ક્યાં આવડતું નથી ? તારા જેવી સ્ત્રીઓ પુરૂષોને મોહમાં ફસાવી નરકમાં લઇ જનારી હોય છે. હવે હું ફસાઉં એમ નથી તારા ગયા બાદ મારી કેવી સ્થિતિ થઇ છે, તે તેં જોઇ છે ? એટલું કહી મેં હૃદયે દબાવી રાખેલો રૂમાલ લઈ લીધો અને કહ્યું–"ખુબસૂરત નાગણુ, તારાં પાપેજ મારી આ દશા થઇ છે. હવે આ પાપ કાર્યમાંથી છુટયો છું એટલે તારે જયાં જવું હોય ત્યાં જા અને ગમે તેના ગળામાં હાથ નાખી મોજ ઉડાવ."

મારી સ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ આવતાં તે કંપી ઉઠી અને તરતજ દરિયાના પાણી તરફ દોડી ઈ. એક મોટા પથ્થર પર ચડી તેણે દરિયામાં ઝંપલાવ્યું. હું પણ તેની પછવાડે દોડયો અને દરિયામાં પડી તેની સાથે મારો પણ જીવ દીધો. કારણ કે, જગતમાં રહીને મારો કાંઇ ઉપયોગ ન હોતો. પ્રભાત થતાંજ સરકારી તપાસ થતાં બધું પોગળ ખુલ્લું પડી જાય તેના કરતાં ઈશ્વરના દરબારમાંજ ન્યાય માટે પહોંચી જવું એમ વિચારીનેજ મેં મારો જીવ દીધો. હવે આપને યોગ્ય લાગે તે મારો ન્યાય કરો મારી આ બધી હકીકત છે."

અમરસિંહની જુબાની સાંભળી લીધા બાદ યમરાજે કહ્યું–"તારો ન્યાય યોગ્ય વખતે થશે, હવે બીજું કોણ જુબાની આપનાર આવે છે !" એટલે મેં કહ્યું:–"મહારાજ ! પહેલાં મારી સાથે આત્મહત્યા કરનાર ચાંડાલિની જમનાબાઈને બોલાવો. તેણે શા માટે આત્મહત્યા કરી ? પતિનો કાંટો તો તેણે કાઢી નાખ્યો હતો એટલે એકાદ પતિને રાખી ખુશીથી મોજ મારી શકત.

મારાં વચનો સાંભળી જમનાબાઈ યમરાજ પાસે આવી અને પોતાની હકીકત કહેવા લાગી.

# કુલટાની કર્મકથા

મહારાજ, હું ખંભાળીયાની રહેવાસી છું. મારા માતા પિતા બહુ ગરીબ હતાં. સાધારણ વેપાર ધંધા કરીને જીવન નિર્વાહ કરતાં હતાં. મારા પિતાને દેશ પરદેશ વારંવાર રખડવું પડતું હતું અને બહાર ગામથી આવતા ત્યારે મારા માટે અને માતા માટે નવાં કપડાં લત્તાં લઈ આવતાઃ પરંતુ તે એટલાં જુજ કિંમતનાં હતાં કે, મારા મનને તેથી સંતોષ થતો નહિ. જેમ જેમ હું મોટી થતી ગઈ તેમ તેમ મારી બીજી સહીયરોનાં લગ્ન થયા બાદ તેમનાં પહેરવા ઓઢવાનાં વસ્ત્રો તથા દાગ દાગીના જોઈ મારા મનમાં પણ થઈ આવતું કે, મારાં પણ ક્યારે લગ્ન થાય અને આવાં સુંદર વસ્ત્રો તથા દાગીનાઓ પહેરવા મળે દિવસ પછી દિવસ જવા લાગ્યા. મને બારમું વર્ષ બેઠું. એટલામાં મારા પિતાશ્રીનું શરીર અર્ધાંગ વાયુથી ઝલાઇ ગયું. ઘરમાંથી બહાર નીકળવાની પણ મુશ્કેલી જણાવા લાગી. એટલે મારાં લગ્ન વિષે મારી માતાને રાત દિવસ ચિંતા થવા લાગી. દિવસે દિવસે પિતાશ્રીના માથા પર કર્જનો બોજો વધવા લાગ્યો અને ક્યારે આ કર્જમાંથી મુક્ત થાઉં એમ તેમના મનને બીજી ચિંતા થવા લાગી. તેમના મ્હોડામાંથી વારંવાર ઉદ્ગારો નીકળી પડતા કે, આ એક પથરો છાતી પર છે, તેનાં એક વાર લગ્ન કરી નાખું એટલે જાણે ગંગા નાહ્યા.

પિતાશ્રી માટે ઓસડોપચાર અને ઘર ખર્ચ માટે તાણ પડવા લાગી. દિન પ્રતિદિન કર્જનો બોજો વધવા લાગ્યો, કારણ કે, ઘરમાં બીજું કોઇ કમાનાર નહોતું. એવામાં મને પણ

તાવ આવવા લાગ્યો અને અતિસારનો રોગ થયો. હું તદ્દન કૃશ બની ગઈ. આખરે પિતાજીના મ્હોઢામાંથી એવા ઉદ્‌ગાર નીકળ્યા કે, આ હવે મરી જાય તો સારૂં. મારા માથા પરથી એક ચિંતા તો દૂર થાય. તે વખતમાં મારાં વેવિશાળ માટે એક બે માગણીઓ આવી હતી. વરની ઉમર ૧૮-૨૦ વર્ષની હતી; પરંતુ સાંપત્તિક સ્થિતિ અમારા જેવી હતી એટલે હું મરવા પડી હતી તો પણ મનમાં વિચાર કરતી હતી કે, પિતાશ્રી આ લોકોને ત્યાં મને ન દે તો વધારે સારૂં. પિતાશ્રીએ પણ તેઓને જવાબ આપ્યો કે, હમણાં તો બીમાર છે, સારી થયા પછી વાત. તેમના મનમાં એમ હતું કે, આ બચવાની જ નથી એટલે નકામો કર્જ કરી ખર્ચ શા માટે કરવો ? પરંતુ દેવની ગતિ વિચિત્ર છે. આ બિમારીમાંથી હું મુક્ત થઇ અને મારૂં રૂપ ખીલવા લાગ્યું. હવે ઘરમાંથી બહાર પડવાને પણ મારા મનમાં શરમ આવવા લાગી.

એવામાં મુંબાઇના ધરમશી શેઠ દ્વારકા ગયા હતા, ત્યાંથી કોઈ કામ નિમિત્તે ખંભાળીયે આવ્યા. તેમની બીજી વારની પત્ની ગુજરી ગયાને બે વર્ષ થયા હતાં સંતતિ કાંઇ પણ નહોતી જેથી લગ્ન નહિ કરતાં દત્તક લેવો એવો તેમણે તેમના મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો. ખંભાળીયે આવ્યા બાદ અમારા ગોર સાથે તેમને સંબંધ હોવાથી ગોરે મારા માટે તેમની આગળ વાત છેડી. શેઠે મને એક વાર જોઈ હતી એટલે તે ગોરને સંમત થયા અને મારા બાપ પાસે મોકલ્યો. ગોરની વાત સાંભળતાં જ મારા પિતાએ કહ્યું:-" ગોર મહારાજ, ફરીથી આવી વાત કહાડતા નહિ. એવા વૃધ્ધને હું મારી છોકરી આપવાનો નથી."

મારા પિતાશ્રીની આ દમબાજીથી ગોર મહારાજ ગભરાયા નહિ. તે પણ ઉસ્તાદ હતા. આજ સુધી આવાં સેંકડો ચોકઠાં

તેમણે ગોઠવી આપ્યાં હતાં. તરતજ તેમણે દસ ગૃહસ્થોનાં નામ કહી સંભળાવ્યાં અને કહ્યું—"જૂઓ. ફલાણા શેઠે પોણોસો વર્ષની ઉમરે લગ્ન કર્યું અને બાળ બચ્ચાં થયાં. ઇશ્વરની કૃપા હશે તો આવતા વર્ષેજ તમારી પુત્રીને છોકરો અવતરશે. ભાણેજનાં દર્શન થશે. શેઠની શરીર પ્રકૃતિ પણ ઠીક છે ઇશ્વર કૃપાએ સંપત્તિ પુષ્કળ છે એટલે તમોને પણ ભવિષ્યમાં એક પ્રકારનો આધાર છે. તમારી ઇચ્છા હોય તો એચાર હજારમાં નક્કી કરી નાખું. હાલમાં તમારી તબીયત સારી નથી. ઘર ખર્ચના પણ વાંધા છે. માટે માની જાવ. બન્ને બાજુનો ખર્ચ તેમના પર નાખીશું. તમારે કોઇ વાતની ચિંતા નહિ."

ગોર મહારાજની લલચાવનારી વાણીથી મારા પિતાશ્રીનું મન પીગળ્યું. કારણ કે, ઘર સંસાર પણ કર્જ કરીને ચલાવતા હતા, તેમાં મારા લગ્નનો ખર્ચ કયાંથી કહાડે ! તે સિવાય તેમને હવે પૈસાની પ્રાપ્તિ માટે કાંઇ પણ સાધન ન હોતું એટલે મારી માતાનું મન તેમણે પોતાના તરફ વાળ્યુ અને ગોરને બોલાવી પાંચ હજાર રૂપિયા રોકડા અને લગ્ન ખર્ચ આપે તો મને આપવાનું કબૂલ કર્યું.

મારી માતાના મનમાં કે થયુ આ વૃધ્ધ પાંચહજાર રૂપિયા રોકડા અને લગ્નનો ખર્ચ કયાંથી કરી શકશે, એમ વિચારી તે વચમાં નહિ આવી અને પિતાશ્રીને જેમ કરવું હોય તેમ કરવા દીધું.

પરંતુ માતાની અજાયબી વચ્ચે તે વૃધ્ધે રૂપિયા પાંચ હજાર મારા પિતાશ્રીના હાથમાં મૂકયા અને મારી સાથે લગ્ન કરી લીધાં.

લગ્ન થયા બાદ આઠ દિવસે અમે મુંબાઇ આવી પહોંચ્યાં. ઘરમાં કોઈ પણ વડીલ માણસ ન હોતું કે, જે મને બે સારી

ઉપદેશની વાતો મને કહી સંભળાવે. મુંબાઈ આવ્યા બાદ શેઠાણી અને બાઈસાહેબ કહી મને દરેક બોલાવવા લાગ્યા અને મારી આજ્ઞામાં રહેવા લાગ્યા.

લગ્ન થયા બાદ ત્રણ મહિને હું ઋતુમતિ થઇ. તે દિવસથી મારા શરીર અને મનમાં અજબ ફેરફારો થઇ ગયા. ચોથે દિવસે ન્હાઇ ધોઈ સ્વચ્છ બની હું રાતના શંગાર સજી પલંગમાં પડી હતી, પણ મારા પતિરાજ મહાલક્ષ્મીના મંદિરમાં કથા સાંભળવા ગયા હતા, એટલે હું તો માત્ર પલંગમાં તરફડીયાં મારતી પડી રહી. શેઠ હમેશ બાર એક વાગે કથા સાંભળી આવતા. આટલા વખતમાં હું તો નિદ્રાધીન થઈ જતી. આઠ પંદર દિવસે કોઇ વખત તેઓ મને ઉઠાડતા અને કલાક અર્ધો કલાક વાતચિત કરી સૂઇ જતા. આવી રીતે દસ મહિના પસાર થઇ ગયા. મહિનો થાય કે મારો ઋતુ ધર્મ ચુકતો ન હોતો. દરેક વખતે મને રડવું આવતું અને એક વખત ગર્ભ રહી જાય અને પુત્ર પ્રાપ્તિ થાય તો મારા માતા પિતાની કાળજી દૂર થાય એમ મારા મનમાં થયા કરતું. એટલે પુત્ર પ્રાપ્તી માટે હું બાધા-આખડી લીધા કરતી હતી.

એક દિવસ સાંજે હું માધવ બાગમાં દર્શન કરવા ગઈ હતી. ત્યાં મારાં લગ્ન ગોઠવી આપનાર ગોર મહારાજ મને મળ્યા. તેણે મને એક યુવાન પુરૂષના તરફ જોવાનું કહ્યું. તેણે હાથના કાંડા ઉપર રીસ્ટ વૉચ બાંધ્યું હતું અને ભપાદાર પોષાક પહેરી મૂછો ઉપર હાથ ફેરવતો તે મારા તરફ એકી ટસે જોઇ રહ્યો હતો. મહારાજે મને તે ગૃહસ્થ બતાવ્યો અને મેં તેના તરફ જોયું તે સિવાય હું વાતનો કાંઈ ભેદ ઉકેલી શકી નહિ.

આ વાતને બે ચાર દિવસ થઇ ગયા બાદ હું દર્શન કરી મંદીરને ઓટલે બેઠી હતી, એટલામાં એક વૃધ્ધ બાઈ મારી પાસે આવી અને મને કહેવા લાગી:–"કેમ બહેન શું વિચાર કરો છો?"

મેં કહ્યું:–"કાંઇ નહિ."

"તમે જુઠું બોલો છો. કહો તો હું તમારા મનની વાત કહી સંભળાવું."

તેના આ શબ્દો સાંભળી હું ઘણીજ આશ્ચર્ય થઇ અને કહ્યું:–"કહે જોઇએ? કોઇના મનની વાત કોઇ શું જાણી શકે?"

"જો જો, સાંભળીને પંચાતમાં પડી જશો."

"પંચાતમાં શેનાં પડે! કહેવું હોય તે કહી નાખો?"

"લ્યો ત્યારે સાંભળો પણ મારી વાત ખરી હોય તો હા કહેજો અને ખોટી હોય તો તમારાં દસ ખાસડાં અને મારો વાંસો! કહો, આ શરત કબુલ છે?"

"એમાં શરતની શી જરૂર હોય છે! ખરું હશે તો હા કહીશ, નહિ તો નહિ."

"નહિ કેમ! હું ખોટું કહુંજ નહિ. ખોટું હોય તો આ ડોસીને જોડા મારજો–બિલકુલ ડરતાં નહિ."

"વારૂ, તારી વાત ખરી હશે તો તને ઇનામ આપીશ, અને ખોટી નીકળશે તો હું મારે રસ્તે અને તુ તારે રસ્તે! તને મારીને મને શું ફાયદો થવાનો છે!"

"એમ કેમ કહો છો. ખોટી વાત હોય તો મારું નામ બદલાવી દઉં. કહો, તમારા મનમાં રાત દિવસ એક જાતની ચિંતા રહ્યા કરે છે. કેમ ખરું કે નહિ?"

"શેની ચિંતા! શું મને ખાવા–પીવા, ઓઢવા–પહેરવા

મળતું નથી? મારે ત્યાં શેની કમતરતા છે?"

"નહિ, તમે જુઠું બોલો છો. હા કહો, નાહે તો પછી શેની કાળજી છે તે હું કહી દઇશ."

"વારૂ, કહો ત્યારે."

"પુત્ર થવાની! શરમાતાં નહિ! બોલો, ખરી વાત કે નહિ?"

"તેવી ચિંતા કરવાથી શું વળવાનું છે? ઇશ્વરની કૃપા થશે એટલે એકને બદલે એકવીશ આપશે."

"હા, વાત તો ખરી. પણ ઇશ્વર શું લાવીને તમારા ખોળામા મકશે? તેને માટે માણસ ઉદ્યોગ કરવો જોઇએ ત્યારે મળે છે. ઇશ્વરે તમને આટલી બધી સંપત્તિ આપી છે. તે શું મહેનત કર્યા વિના તમારા પતિને મળી? તમે જે બંગલામાં રહો છો, તે શું આપોઆપ આકાશમાંથી આવ્યો? તમારા પતિએ મહેનત કરી હશે, પથર, ઇંટ, લાકડાં, સુતાર, કડીયા વગેરેની મદદથી બંગલો બંધાયો હશે. એક નિર્જીવ બંગલાને માટે જ્યારે આટલી બધી મહેનત અને મદદની જરૂર છે, ત્યારે તમને તો સજીવ પિંડ મેળવવાનો છે!"

"તેનો પણ વખત આવવો જોઇએ ને?"

"વખત તો કયારનોય આવી ગયો છે. તમે ઋતુધર્મમાં આવ્યાં ત્યારથીજ તમારામાં પુત્ર થવાની યોગ્યતા આવી ગઇ છે, પરંતુ તે માટે તમારા પ્રયત્નો કયા છે?"

"પ્રયત્નો નથી કરતી તેની શું ખાત્રી? દેવ-દેવસ્થાનોની બાધા રાખું છું-દોરા-ધાગા કરાવું છું—"

"બ્હેન દોરા-ધાગાથી જો સંતાન પ્રાપ્તિ થતી હોય તો પછી સ્ત્રીને પતિ કરવાની જરૂરજ શું છે? બ્હેન, વધારે પડતું કહું છું પણ રીસ ચડાવતાં નહિ. પરંતુ એટલું તો ખરું કે. જમીન

સારી હોય તો બી પણ સારૂં હોવું જોઇએ. કહો, મારી વાત ખરી છે કે નહિ? તમારી ખાત્રી થઈ કે નહિ? ચાલો, હવે હું જાઉં છું. કોઇને ખોટું લાગે તેવી બીજાની નકામી પંચાતમાં મારે શા માટે પડવું જોઇએ." એટલું કહી તે ડોસીએ ઉઠવા માંડયું.

મને લાગ્યું કે, આ ડોસી નિસ્પૃહ જણાય છે એટલે તે શું કહેવા માગે છે, તે તો આપણે બરાબર સાંભળી લેવું એટલે તેને ઉઠવા નહિ દેતાં મેં કહ્યું:-"માજી, એમા ખોટું લાગવા જેવું શું છે? તમે કયાં ગેરફાયદાની કિંવા ખરાબ વાત કરો છો."

"ખરાબ તો શું પણ તમારાં કલ્યાણની જ વાત કરૂં છું, પણ કોઇને વળી એમ પણ લાગે કે આને વળી નકામી કોઈની પંચાત કરવાની શી જરૂર છે? બાકી મારો સ્વભાવ તો એવો છે કે, કોઈનું ભલું થતું હોય તો એક વખત તો મનમા આવ્યું તે કહી નાખવું, પછી તે માને યા ન માને."

"ત્યારે એને માટે કોઈ ઉપાય છે શું? કહો, હું તમારો ઉપકાર કયારેય વીસરીશ નહિ."

મારા શબ્દો સાંભળી ડોસી જરા મારી વધારે નજીક આવી અને કાનમાં કહેવા લાગી:-"વૃધ્ધ શેઠથી છોકરો થશે, એમ તમને લાગે છે? તેનામાં સામર્થ્ય હોત તો પહેલી બે બૈરીઓ પુત્ર-પુત્ર કરતી મરી ગઈ હોત? અરે, બી સારૂં હોય તો જ જમીનમાં ઉગે છે, નજીવ બી શું જમીનમાં ઉગી શકે છે? બસ, આટલામાં જે સમજવું હોય તે સમજો."

એ વખતે જ મને સુબુધ્ધિ સુઝી હોત અને તેની પાસેથી ઉઠી મારે ઘેર આવી હોત તો મારા પર આવો આત્મહત્યા કરવાનો પ્રસંગ આવત નહિ; પરંતુ ગમે તેમ હોય. તેનાં ભાપ-

ણુથી હું ભોળવાઈ ગઈ હતી. મંત્રમુગ્ધની માફક હું તેની દરેક વાત સાંભળ્યા કરતી હતી.

તેણે મોટા મોટા કુટુંબોની સારી-નરસી વાતો મારી પાસે કરવા માંડીઃ–" ફલાણાને ત્યાં છોકરો થતો નહોતો એટલે તેણે આમ કરી પુત્ર પ્રાપ્તી કરી લીધી. કેટલાક શ્રીમંતો પોતાની શકિત જાણી જાઇને જ પોતાને ત્યાં ગૃહ કાર્યમાં હષ્ટપુષ્ટ માણસો રાખે છે અને ઘરનાં માણસો સાથે સંબંધ રાખવા દઈ આંખ આડા કાન કરે છે, ત્યારે જ સંતતિ થાય છે. અને પછી જ તે સંતતિના બાપ તરીકે ઓળખાવી વાંઝીયા મેણું ટાળે છે! ઘણા વર્ષો પહેલાંની વાત છે. એક રાજાને કાંઇ પણ સંતાન નહોતું અને લડાઇની અંદર શત્રુઓએ તેને ઠાર કર્યો. રાજ્ય જવાનો પ્રસંગ ઉભો થયો એટલે કારભારી જે બહુ વિચક્ષણ અને મુત્સદ્દી હતા, તેણે રાણી ગર્ભવતી છે એવી બૂમ ઉડાડી. ત્યાર પછી તેને ગર્ભવતી કરી અને પુત્ર પ્રાપ્ત થતાં જ તેને ગાદી પર બેસાડયો. આ બધા ડહાપણનાં કામો છે માટે તેને ચુપચુપ બંદોબસ્ત કરી પાર પાડવા જોઇએ, નહિ તો પછી આબરૂનું લીલામ થતાં વાર લાગતી નથી!"

મેં તેને કહ્યું:–" બાઈ, તમારી વાતો સાંભળવાની મારી ઇચ્છા નથી. આપણામાં એવું ડહાપણ નથી અને આપણા હાથે એવું અનુચિત કર્મ પણ થઈ શકવાનું નથી. દેવ દર્શનનાં નિમિત્ત વગર ઘરમાંથી મારો પગ પણ બહાર પડી શકતો નથી, અને જ્યારે બહાર નીકળું છું ત્યારે એકાદ ઘાટણ કિંવા ભૈયો સાથેજ હોય છે! માટે નકામી ફજેતી કરાવવામાં શું માલ! ઇશ્વરને સંતતિ આપવી હશે, તો કયારેય પણ આપશે; પરંતુ આવી કુબુધ્ધિ આપણને ન આપે તો ઠીક. ઉઠ બાઈ; તારૂં ડહાપણ અને ઉપદેશ મારે નથી સાંભળવાં. તું તારે રસ્તે

ચાલી જા."

વૃધ્ધા ઉઠતાં ઉઠતાં બોલી:-"મને પણ બેસવાને ક્યાં વખત છે! તમે કહ્યું એટલે હું તો મારે સુખ દુ:ખની બે વાતો કરવા બેઠી; પણ તમે એટલું તો યાદ રાખજો કે, બી સારૂં ન હોય તો ઝાડની આશા રાખવી વ્યર્થ છે! અરે, બરાબર બુધ્ધિપૂર્વક કામ કરવામાં આવે તો શેની ફજેતી થાય? જેવાની સાથે ઇશ્વર તેવાને મેળવીજ આપે છે. માત્ર તમારી હા જોઇએ, એટલે તમારે લાયક પુરૂષ કોઇને ખબર પણ નહિ પડે તેમ આવીને તમારી મુલાકાત લઇ જશે. તમારે ઘર છોડીને બહાર પડવાની જરૂર નથી, તેમ વધારે અક્કલનો ઉપયોગ પણ કરવાનો નથી. માટે તમારે પુત્ર પ્રાપ્તિની ઇચ્છા હોય, તો જલ્દી હા કહો નહિ તો નહિ. મારા બાપનું શું જાય છે! હું તો મારે આ ચાલી."

તેના છેવટના શબ્દો સાંભળી હું પુનઃ વિચારમાં પડી. મે વિચાર્યું કે, આપણે કાંઇ લેવું-દેવું નથી, તેમજ ઘરમાંથી પગ બહાર કહાડવાનો નથી! મારે ઘેરે જ તે પરપુરૂષને લઇ આવનાર છે? એમ કેવી રીતે બને? કારણ કે ભૈયા આખી રાત ચોકી કરતો બંગલાની આસપાસ ભમ્યા કરે છે એટલે પરપુરૂષ આવી જ કેમ શકશે! માટે આપણું હા કહેવામાં શું જાય છે? એમ માની મેં તેની વાતમાં સંમતિ દર્શાવી, તે સાથે તેને એટલી વાત પણ કહી દીધી કે, મારે બંગલે તારે કોઇ દિવસ આવવું નહિ."

વૃધ્ધા જતાં જતાં બોલી:-"વારૂ, હું જાઉં છું પણ મારી ઓળખાણ રહેવા દેજો."

મેં પણ મશ્કરીમાં કહ્યું:-"ઠીક ઠીક હવે, ઓળખાણ નહિ રાખીએ તે ક્યાં જશું? પુત્ર પ્રાપ્તી થશે એટલે તને

બોલાવી સારૂં ઇનામ આપીશ."

વૃધ્ધા તરત જ ચાલી ગઈ.

હું ગાડીમાં બેસી ઘેર જતાં મનમાં વિચાર કરવા લાગી કે, "અક્કલની ઓથમીર મને શીખામણ આપવા આવી હતી !" જો કે, ઉપર ટપકે હું આમ તેની ઠઠ્ઠા મશ્કરી કરતી હતી; પરંતુ પુત્ર પ્રાપ્તિ માટે કહી સંભળાવેલા ઉપાયના વિચારો મારા મગજમાંથી નીકળી શકતા નહોતા. શું તેમનામાં ખરેખર કાંઈ પણ વૈગુણ્ય હોવું જોઇએ કે જેને લીધે પહેલી બે સ્ત્રીઓને સંતતિ ન થઈ અને મારે પણ "વાંઝણી"નો ઇલ્કાબ લઈ દુનિયામાં જીવવું પડશે ? વાત કાંઇક અંશે સત્ય લાગે છે. માટે સંતતિ થાય તો અમો ઉભયને આનંદ જ થાય તેમ હતું. પણ યોગાયોગ મળે કેવી રીતે ? ખરેખર, મારી માતા, જે લગ્ન વખતે રડી હતી તેનું રહસ્ય આજે મને દીવા જેવું સમજાય છે. વૃધ્ધ પતિને પોતાની કોમળ બાળાનો હાથ સોંપતાં કેટલી માતાઓનાં હૃદય ચીરાઈ જતાં હશે ! તેમની પાસે હું પુત્રી તો શું પણ પ્રપુત્રી તરીકે પણ શોભી રહું એમ છું ! તરૂણ યુવાન-યુવતિનું જોડું કેવું શોભા રહે ! તેઓનો આનંદ ગગનમાં પણ સમાતો નહિ હોય. મને તેનો અનુભવ નથી-તે સુખ મળવાની આશા નથી. અત્યારે મારૂં હૃદય જે શાપ આપે છે તેવો દરેક યુવતી-વૃધ્ધ પતિની પત્ની-તેમનાં મા બાપને આપતી હશે. તેઓ વૃધ્ધોને પોતાની કુસુમ કળી જેવી કન્યાઓ આપી પછી ભાવિનો દોષ કહાડી કપાળ કૂટતાં બેસી રહે છે. આ મા બાપોને પોતાની પુત્રીના શત્રુજ સમજવાં જોઇએ. આ પાકેલા પાન જેવાનાં હાડકાં ક્યારે મસાણમાં નહિ પહોંચી જાય તેની ખાત્રી હોતી નથી. પ્રેતની સાથે લગ્ન કરવાં અને વૃધ્ધની સાથે લગ્ન કરવાં એ બરાબર

છે ! આવતી કાલે 'રામ બોલો ભાઇ' થતાંજ મારા જેવીએ તો આ જન્મ દુઃખમાંજ કહાડવાનો. કેટલી કોમળ હૃદયની બાળાઓ આ હતભાગી દેશમાં માતા પિતાને શાપ આપતી ઘરને ખુંણે બેસી આંસુ સારતી હશે ! તેનું કારણ માત્ર રૂઢી. ગમે તેવો વૃધ્ધ મરજીમાં આવે ત્યારે ન્હાની બાળા સાથે લગ્ન કરી તેની જીંદગીની ધુળધાણી કરી શકે–ત્યારે તેને પોતાનું દૈવત માની મારા જેવી બાળાઓએ તેને એકનિષ્ઠ રહેવું અને તે મરતાંજ જીંદગી સુધી વૈધવ્ય દુઃખ ભોગવ્યા કરવું એ કયાંનો ન્યાય ? કયાંનો ધર્મ ? આ ધર્મ નહિ પણ એક પ્રકારનો જુલમજ છે !

આઠ વર્ષની બાળાને કન્યા ગણવાની મર્યાદા આજકાલમાં છુટી ગઇ છે અને તેને બદલે છોકરીઓને પંદર-સોળ વર્ષની કેમ કરવામાં આવે છે ? માત્ર એટલાજ માટે કે, પુત્રીનું કલ્યાણ ઇચ્છવા કરતા માબાપો પોતાનાં કલ્યાણ માટે જ મારા જેવીને મોટી કરી તેની સારી કિંમત ઉપજાવી શકે છે ! અને આવી રીતે રૂઢીનો ભોગ થયેલી એકાદ બાઇના પગ વાંકો પડે તો પછી તેના નામથી રડવામાં શું ફાયદો ? "કુલટાએ અમારા કુળને કલંક લગાડયું." એમ શા માટે કહેવું જોઇએ ? એક બીજાના ગુણ અને રૂપને અનુકુળ જોડાંઓ ગોઠવો અને પછી એકાદનો વાંકો પગ પડે તો તેને કહો–તેનું મ્હોડું જુઓ નહિ–કિંવા મરજીમાં આવે તો શિક્ષા કરો. પણ આમ મારા જેવા જેની સ્થિતિ હોય, તેના પર ક્યા મ્હોડે તમે દોષારોપણ કરી શકો એમ છો ? પતિની શારીરિક સંપત્તિ નામનીજ અને પછી સંપત્તિના વારસની ઇચ્છા કરવી એ ક્યાંનો ન્યાય ? દવા દારૂ અને માત્રાનો ઉપયોગ કરી ઉછીતી લીધેલી જુવાની કેટલા દિવસ ટકી શકે ? અર્થાત્ આવા વૃધ્ધો જ અમારા અધઃપાતનું કારણ છે. તેઓ મરે છે અને તેમની સાથે મારા જેવીઓને

પણ મારતા જાય છે. શું હજી સુધી મારામાંથી સંતતિ ઉત્પન્ન કરવાની શક્તિ લય પામી ગઇ છે? ના. પરંતુ તે વૃધ્ધાએ વાસ્તવિક કહ્યું હતું કે, બી સારૂં ન હોય તો જમીનમાં ફળદ્રુપ થાય જ ક્યાંથી?

વળી તે સિવાય યુવાન સ્ત્રી-પુરૂષોનો બહાર તો જૂદો જ હોય છે. તેઓની પરસ્પરની ઇચ્છા-વિચારો એકજ હોય છે. હું જો કોઈ દિવસ બાગ બગીચા જોવાની ઇચ્છા કરૂં તો તરત જ સાંભળવું પડે કે ત્યાં જવાય નહિ. દેવ દર્શન કરવાની જગાઓ ક્યાં થોડી છે, તે બાગ બગીચામાં ભટકવા જઇએ! આમ દરેક રીતે યુવાનીની ઇચ્છાઓને દાબીને જીંદગી ગુજારવી પડે છે. કારણ કે, કુદરતે યુવાવસ્થાની શરૂઆતથી જ યુવાન સ્ત્રી પુરૂષમાં એક પ્રકારની લાગણી ઉત્પન્ન કરી હોય છે, તે આ બુઢ્ઢા બુઆખમાં ક્યાંથી હોય! તેમની તો બધી વાસનાઓ મરેલી જ હોય છે. આવાં વિચિત્ર જોડાના આત્માનું ઐક્ય ક્યાંથી થાય અને તેમાથી સંતતિ પણ કેમ ઉદ્ભવે! રસ્તામાંથી કાંઇક વાગતું જાય છે, તો તરત જ હું પલંગમાંથી ઉઠી બારી પાસે જોવા જાઉં છું, પણ તેમનામાં પલંગમાંથી ઉઠવાની શક્તિ ન હોય તો પછી જોવાનું મન તો ક્યાંથી જ થાય! અર્થાત્ વિરૂધ્ધ પ્રકૃતિનાં જોડાણથી મારા જેવી કેટલીએ બાળાઓનો સંસાર આમ અર્થશૂન્ય થઈ જાય છે, તેનું કારણ માત્ર માબાપો જ છે! માબાપનો પણ વધારે દોષ શેનો કહાડવો જોઇએ? સમાજનો જ. સમાજ આવાં લગ્નો બંધ કરવાનું ઠરાવે તો માબાપની તાકાત નથી કે ગમે તેવા સ્વાર્થને ખાતર તેઓ પોતાના પેટના ગોળાને ખાડામાં નાખી દેય!

બીજું આટલી સંપત્તિ હોવા છતાં જીંદગી તો પરતંત્ર જ… ઝુરી ઝુરીને મરવાનું. ગરીબની સ્ત્રીઓ મરજીમાં આવે ત્યાં

હરી ફરી શકે છે અને એકાદ સપાટા ક્યાંઈ મારી આવે તો તેને કોઈ પૂછતું જ નથી. પણ મારા જેવા શ્રીમંતોની વાત જ જૂદી જ છે. એકલું બહાર નીકળાય જ નહિ. શેઠાણીની સાથે એકાદ માણસ હોવું જોઇએ. અર્થાત્ સોનાના પિંજરામા પુરેલા પંખીની જેવીજ અમારી જીંદગી કે બીજું કાઇ ? અમારૂં જીવન વૃથા છે. કોઈ એકાદ યુવાન પુરૂષને મોટ માડી જોવાની પણ ચોરી ! જમતી વખતે થાળી પીરસેલી હોય અને પછી બીજાની થાળી સામે જોતા કાંઇ લાગતું નથી. પરંતુ ભૂખથી વ્યાકુળ થયેલો અને રોટલીના ટુકડા પણ મળવાના જેને વાખા છે–તેવો માણસ જો બીજું કોઈ માણસ જમવા બેઠું હોય તેની થળી સામે જોઇને પણ સંતોષ માનવાનો પ્રયત્ન કરે તો બધાઓના મનમા આવે કે આ બુભુક્ષિતને અહિંથી કહાડી મૂકો ! આ વખતે એકાદજ એવો નીકળી આવે કે જેના મનમા એમ થાય કે બિચારાને ખાવા મળતુંજ નથી તો કાંઈ નહિ, પણ જોઇને તો પેટ ભરી લેવા દો ? તેજ બુભુક્ષિત અને અમારામા શું ફેર ? વૃધ્ધની સ્ત્રીને પતિસુખ મળવાનું તો દુર્લભજ હોય છે, પણ તરૂણ પુરૂષને જોઇને મન ઠારવાની પણ મનાઇ હોય છે ! તરત જ ઉધ્ધત, બેશરમ, છીનાળ એવાં વિશેષણોની શાલ પામરી ઓઢાડવામાં આવે છે ! વળી ભાવતુ હતુ અને વૈદ્યે બતાવ્યું એ ન્યાયે પોતાનામા તો શકિત નહિ પણ બીજા પર દોષારોપણ કરી હલકા પાડવાને તૈયાર ! એક તો ઉલ્હાસ અને તેમા ફાગણ માસ ! પછી પુછવુંજ શું ? આજકાલ પંદર વીસ દિવસે મને એકાદ વખત ઉઠાડે છે, તેમાં જો વળી આવી ખબર પડે અને ગુસ્સો ચઢે તો પછી બે મહિને પણ મળવાની પંચાત ! અર્થાત્ સંપૂર્ણ સુખ લેવા જતા કિંચિત્ પણ ગુમાવવાનો વખત આવી પહોચે.

બાકી હવે આટલું સુખ પણ કેટલા દિવસ ટકવાનું છે, તે તો દેખાઇ જ રહ્યું છે. આજ નહિં તો કાલે તેના નામનો ચુડલો ફોડી રડતાં બેસવાનો વખત તો આવી જ પહોંચવાનો છે, તો પછી હમણાં જ તેમ માની બેસી રહેવું એટલે વાંકો પગ પડવાનો સંભવ જ નહિ. કદાચિત્ તેવો પ્રસંગ પ્રાપ્ત થાય તો પરિણામ શું આવે, તેનું આજે કાંઇ કહી શકાય નહિ. પણ મારે હવે આ વિચારો શા માટે કરવા જોઇએ? આ વૃધ્ધે મને કેટલી બધી બંદીવાન સ્થિતિમાં મૂકી છે! દેવ દર્શન સિવાય બીજે ક્યાંઇ બહાર જઇ શકાતું નથી. બંગલાના દરવાજે સિપાઇનો પહેરો છે. અર્થાત્ શ્રીમંતાઇ નહિ પણ એક પ્રકારની કેદ જ છે! અહિંયા ડોસીએ કહ્યા તે પુરૂષ ક્યાંથી આવી શકે? અને યોગાયોગ કેમ બની આવે? નહિ જ બને. માટે મારે બીતિ શા માટે રાખવી જોઇએ? આમ અનેકવિધ વિચારો મારા મનમાં આવ્યા કરતા હતા; પરંતુ પેલી બુઢ્ઢી તો મને ચેતાવી ગઇ અને પરપુરૂષની મુલાકાત કરાવી આપવાનું કહી ગઇ હતી. કોણ જાણે, તેના જેવી કેટલીએ રંડાઓ આમ શ્રીમંતોના ઘરમાં ઘુસી ફંદ ફરેબના નાટકો ભજવતી હશે! ગમે તેમ પણ ઘેર બેસી તેવો યોગાયોગ મળી જાય તો આપણું નસીબ, એમ હું માનવા લાગી. કારણ કે, જ્યાં સુધી કપાળમાં કંકુ લગાડું છું, ત્યાં સુધીમાં એકાદ બે સંતતિ થઇ જાય તો બસ થયું. પછી આપણે શું કામ છે? જીંદગી ભર કાંઇ અનીતિની જીંદગી ગુજારી શકાય છે! હમણાં યુવાવસ્થામાં જ મોજ મારી લેવી જોઇએ. એક બે વર્ષ આમ સુખ ચેનમાં જાય અને પતિરાજનું આયુષ્ય વધે અને કંકુ લગાડવાનું સાધન રહે એટલે બસ. વૃધ્ધાવસ્થામાં તેની સારી પેઠે ચાકરી કરીશ." આમ વિચાર કરતી કરતી હું ઘેર આવી.

બીજે દિવસે ત્રણેક વાગે રસ્તા પર ઢોલકું વાગવાનો મેં અવાજ સાંભળ્યો. હું તરતજ બારી પાસે જઈ જોવા લાગી. એક ગારૂડી ખેલ કરતો હતો. લોકોની ભીડ સારી જામી હતી. આ ભીડની અંદર માધવ બાગની અંદર જે માણસને મેં જોયો હતો, તે ઉભો રહી ખેલ જોયા કરતો હતો. ખેલ ખલ્લાસ થતાંજ તેણે ગારૂડીને પાંચ રૂપિયા આપ્યા. મેં પણ ઉપરથી એક રૂપિઓ ફેંક્યો અને અમારી બન્નેની દૃષ્ટોદષ્ટ મળી.

પેલા ગૃહસ્થની બાજુમાં ગઈ કાલવાળી ડોસી પણ ઉભી હતી એટલે મારા મનને ખાત્રી થઈ કે, વૃધ્ધાએ પોતાનું કારસ્તાન બરાબર સાધ્યું છે ! તેણે જતાં જતા પછવાડેની ભંગીની ગલિ તરફ ઇસારત કરી.

મેં વિચાર્યું કે, તેણે તે બાજુ શા માટે ઇશારત કરી? ખેલ ખલ્લાસ થતાં બધી ગરદી ઓછી થઇ ગઇ એટલે મેં પછવાડેની બારી ઉઘાડી જોઇ. તે સ્થળે દુર્ગંધ આવ્યા કરતી હતી. તે ભંગીને આવવા જવા માટેની ગલી હતી. દુર્ગંધ ન આવે તેટલા માટે આ બારી હમેશને માટે બંધ રાખતાં હતાં. તરતજ મેં બારી બંધ કરી અને પલંગમાં જઇને પડી.

તે દિવસે રાતના અમારા ઘરમાં કથા હતી. શેઠ સાહેબ આગળના દિવાનખાનામાં બેસી કથા સાંભળવામાં નિમગ્ન બની ગયા હતા. હું તો કાંઇ કથા-બથા સાંભળતી ન હોતી એટલે મારા શયનગૃહમાં જઈને સુઇ રહી.

રાત્રિના દસના સુમારે ભંગીની ખડકી પર બે ત્રણ અવાજ સંભળાયા. હું ઉઠીને ઉભી થઈ જોવા ગઈ એટલે પુનઃ બે ત્રણ ટકોરા સંભળાયા. મેં પૂછ્યું:-"કોણ છે? તેના ઉત્તરમાં પણ ટકોરા સંભળાયા એટલે બપોરની વાત મારા ધ્યાનમાં બરાબર આવી ગઈ. પેલી ડોસીએ કહ્યા મુજબ પેલા યુવાનને જ મોકલ્યા-

બ્યો તો નહિ હોય? તે ન હોય અને કોઇ લુચ્ચો બદમાસ હોય તો? એમ વિચારી મેં બારી ઉઘાડી નહિ અને પહેરા પરના ભૈયાને હાક મારીને કેટલા વાગ્યા છે, એમ પૂછ્યું. તેણે ઉત્તર આપતાં જણાવ્યું કે, સાડા દશ વાગ્યા છે એટલે મારા મનને ખાત્રી થઇ કે, આટલી વહેલી રાતે ચોર તો આવે જ નહિ. વળી ચોર હોય તો મારો અવાજ સાંભળી બંગલામાં બધા જાગતાં છે, એમ માની ચાલી જવા સિવાય રહે નહિ પણ ત્રણ ત્રણ મિનિટને અંતરે બારણા પર ટકોરા પડતા હતા એટલે મારા મનને ખાત્રી થઇ કે, પેલો પુરૂપ જ આવેલો હોવો જોઇએ. મારા મનમાં અનેક તરંગો આવવા લાગ્યા. પહેલાં એમ વિચાર થયો કે, ભૈયાને બોલાવી પકડાવી દઉં. વળી વિચાર્યું કે, બારણું ઉઘાડું નહિ તો કંટાળીને ચાલ્યો જશે. બધાં સુઇ ગયા પછી જોઇ લઇશું. ઘડીમાં વિચાર થતો કે એક વાર તેની મદનમૂર્તિના દર્શન તો કરી લઉં? ડોસીએ કેટલી બધી ખટપટ કરી આ યોગાયોગ મેળવી આપ્યો હશે! માટે તેને શા માટે આમ દુર્ગંધમાં ઉભો રાખવો! વારૂ, તેને બંગલામાં લઉં અને કોઇ જોઇ જાય તો કેટલી બધી ફજેતી થાય? આમ અનેક તર્ક વિતર્કો કર્યા પછી તેની એક વાર મુલાકાત તો લેવી એવો મેં નિશ્ચય કર્યો.

બારી પાસે હું ગઇ અને કોણ છે? એમ પુછ્યુ. તેણે તરત જ બંપારની યાદ આપી. બારણું ઉઘાડવું કે નહિ તેની ગડભાંગમાં હું પડી. કારણ કે, આ વખતે મારૂં હૃદય ધડક્યા કરતું હતું. મારા માટે તે દુર્ગંધની અંદર ક્યારનોય ઉભો હતો એટલે આખરે મેં નીચે જઇ બારણું ઉઘાડ્યું.

બારણું ઉઘડતાંજ તેણે મને પોતાના ભુજમાં બાંધી લીધી. ત્યાર પછી મારા અધરોષ્ઠ પર એક ચુંબન લઇ મારા

પગમાં પડી કહેવા લાગ્યો–" સુંદરી, તને મંદિરની અંદર જોયા પછી હું તારા પર હું દીવાનો થઇ ગયો હતો અને તેટલા માટેજ મેં તને મળવાને આટલી બધી ખટપટ કરી છે. પેલી ડોસીને પણ મોકલનાર પણ હું જ છું. તે બિચારી પરોપકારી બાઇએ અનેક ખટપટો કરી આપણી મુલાકાત કરાવી આપી ન હોત તો મારા પ્રાણ તારા વિરહમા ઉડી ગયા સિવાય રહેત નહિ. હવે મારી જીંદગીનું સાર્થક થયું છે એટલે રજા લઉં છું. મારી ઇચ્છા તૃપ્ત થઇ ગઇ છે. જ્યારથી તને જોઇ ત્યારથી ક્યારે તને આલીગન આપી તારા અધરામૃતનું પાન કરૂ એમ થયા કરતું હતું. આજે મારી મુરાદ બર આવી આત્માને સંતોષ થયો. બસ, હવે રામ રામ ! "

આ વખતે મારા મ્હોંઢામાથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. હું તેને બાઝી પડી અને કહ્યું–" ફરીથી ક્યારે આવશો ? "

તેણે કહ્યું:–" બસ, થઈ એટલી મઝાહ પુરતી છે. વધારેમાં માલ નથી. કોઇ જોઇ જશે, સાભળી જશે, એવા ભયથી છાતી ધડક ધડક થયા કરે છે અને ફજેતી થાય તો પ્રાણ જવાનો વખત આવી પહોંચે માટે મને હવે અહિંથી જવા દે કારણ કે કથા ખલાસ થવાનો વખત થયો છે. હું તો ક્યારનોય આવ્યો હતો, પણ તેં બારણું ઉઘાડવામાં વિલંબ કર્યો તેમાં હું શું કરૂ ?

મેં કહ્યું:–" મારી ભૂલ થઇ માટે ક્ષમા કરો. હવે પછી આવી ભૂલ થશે નહિ. દરરોજ મને એક વાર દર્શન આપી જશો. તમારી ઇચ્છાની તૃપ્તી થઇ હશે, પણ મારી થઇ નથી."

ત્યાર પછી તે ગયો અને બારણું બંધ કરી હું મારા પલંગમાં પડી. સૂતી વખતે મેં બેયાને પુછયું કેટલા વાગ્યા છે ?

તેણે સાડા અગીયાર થયાનું જણાવ્યું. મેં વિચાર્યું કે, થોડાક વધારે આગ્રહ કર્યો હોત તો અડધો કલાક તેની સાથે વધારે ગાળવાને મળત.

તેને મેં જલદી જવા દીધો અને તરત જ બારણું ઉઘાડયું નહિ, તે માટે મારા દિલમાં પરિતાપ થવા લાગ્યો. પલંગમાં પડયા પડયા પણ ચેન પડવા લાગ્યું નહિ. આમ તેમ આળોટતાં બાર વાગ્યા એટલે શેઠ સાહેબ કથામાંથી ઉઠીને આવ્યા. અત્યાર સુધી મને જાગતી જોઇ તેમણે પૂછયું:–"કેમ, આજે હજી સુધી જાગે છે? ઉંઘ આવતી નથી શું? જ્યારે આવું છું ત્યારે દરરોજ ઉંઘતી જ હોય છે અને આજે આમ કેમ?"

શેઠનો પ્રશ્ન સાંભળી મારા પેટમાં ફાળ પડી. જો કે, તેમણે તો સ્વાભાવિક રીતે જ પૂછયું હતું પણ મારા મનમાં તો થયું કે, મારી ટંકાર તો કરી નહિ હોય? કોઇને અમારી બન્નેની મુલાકાતની ખબર પડી ગઇ હોય અને તેણે શેઠના કાને વાત પહોંચાડી હોય તેને લીધે તો પૂછતા નહિ હોય?

મેં ઉત્તર આપતા કહ્યું:–' શામળભટ્ટની જુઠા બહેનેરી વાંચતી હતી અને પછી સ્ત્રીઓ કેવી ઉડતા પંખી પાડનારી હોય છે, તેનો વિચાર આવતા મારી તો ઉંઘજ ઉડી ગઇ."

શેઠે કહ્યું:–" તેવા પુસ્તકો વાંચવા કરતા ધર્મ–નીતિના પુસ્તકો વાંચવા એ વધારે સારૂં છે. આજે કથામાં પણ બહુ મજાહ આવી હતી. કથાકારે નળ દમયંતાનું આખ્યાન વાંચ્યું હતું. તેને કેટલા બધા દેવો ફસાવવા આવ્યા હતા. પણ છેવટે તે તો નળ રાજાનેજ વરી. હંસ પાસેથી સ્તુતિ સાંભળ્યા બાદ તેનું મન નળરાજામાં જરમી રહ્યું હતું."

મેં મનમાં વિચાર્યું કે, મારા મનમા પણ પેલો પુરૂષ રમી રહ્યો છે.

શેઠ પુનઃ કહેવા લાગ્યા–" દેવોને છોડી તે નળરાજાને વરી એ ઘણી આશ્ચર્યજનક વાત છે. કેટલા બધા દેવ તેને વરવા માટે ખટપટો કર્યાં કરતા હતા ! "

હું પણ વિચારવા લાગી કે, " નળને પરણી એમા નવાઇ પામવા જેવું શું છે ? તે કાંઈ તમારા જેવો ઘરડો ખુવડ ન હોતો ! "

શેઠ બોલ્યાઃ–" દમયંતી પતિવ્રતા સ્ત્રી હતી. "

હવે મારાથી રહેવાયું નહિ એટલે હું મ્હેંટેથી બોલી:- " વાહ પતિવ્રતાનું શું પુછવું. ઘણી કયાંઈ ગુમ થતાજ પુનઃ વિવાહ કરવા માટે રાજાઓને એકઠા કરનારી તેજ દમયંતીને ?"

" તેના મનમા ખરેખરો પુનર્વિવાહ કરવાનો ન હોતો."

" એ તો નળરાજા મળ્યો એટલે. નહિ મળ્યો હોત તો ? આવેલા બધા રાજાઓ શું તેને છોડી દેત ? અને દમયંતી પણ કયા મ્હોંડે તેઓને કહેત કે, તમારામાથી કોઇની સાથે હવે હું લગ્ન કરવા ઇચ્છતી નથી ! ! "

આમ અમારા બન્ને વચ્ચે કેટલીક વાતચિત ચાલ્યા બાદ અમે ઉઠી ગયા. પ્રભાત થતાં સૌ પોતપોતાને કામે લાગી ગયુ. ત્રીજો પ્રહર થતાં જ મારા મનમાં અનેક ઉથલ પાથલો થવા લાગી. આજે પેલો પુરૂષ આવશે કે નહિ ? એજ ચિંતા મારા મનને કોતરીને ખાવા લાગી. રાત પડવા આવી પણ તેના દર્શન થયાં નહિ. ચાર વાગ્યાથી આઠ વાગા સુધીમા હું સેંકડો વાર બારી પાસે જઇને જોવા લાગી પણ દરેક વખતે આશા ભંગ થઇ હું પાછી ફરવા લાગી.

રાતના આઠ વાગતામાં જ હું જમી ખાઈ મારા શયનગૃહમાં આવી અને પેલા બારણા તરફથી ટકોરાના અવાજ આવે છે કે નહિ તે જાણવા કાન માંડીને બેઠી. છેવટે થાકીને બારણાંની કડી

પણ મેં જુઇને ઉઘાડી નાખી કે લગભગ અર્ધા કલાક પછી બારણું જરા ખસ્યું એટલે હું નીચે ગઇ અને તેને કહેવા લાગી:- "અંદર આવો અહિં બીજું કોઇ નથી."

તે મારી સાથે મારા શયનગૃહમાં આવ્યો. ભયથી તેના પગ ધ્રૂજતા હતા છતાં હિંમત લાવી તે બોલ્યો:—'ગઈ કાલની મુલાકાત થઇ ગયા પછી હવે ફરીથી અહિં આવવું નહિ, એવો મનમાં નિશ્ચય કર્યો હતો: પરંતુ મન એવું તો ચંચળ બની ગયું કે, માંડ માંડ દિવસ કહાડયો. કયારે રાત પડે અને તારી મુલાકાત લઉં એમ થયા કરતું હતું. બસ, તારી મનોહર મૂર્તિનાં દર્શન કરી લીધાં. હવે હું જાઉં છું."

તેણે જવાની વાત કહાડતાંજ મારા પેટમાં ફાળ પડી. તેનો હાથ પકડી ધીરજ આપતાં મેં કહ્યું:-" વ્હાલા! તમે બિલકુલ ડરશો નહિ. તમારો વાળ પણ વાંકો થવા નહિ દઉં. આ કામથી તમારા દિલમાં ભય ઉપન્ન થાય છે, અને મારા દિલમાં શું નથી થતાં? હજી કલાક દોઢ કલાક છે. એટલામાં કોઇ આવવાનું નથી." એટલું કહી તેના ગળામાં હાથ નાખી હું તેને મારા પલંગ પર લઈ ગઇ. બન્નેનો ઇષ્ટહેતુ સિધ્ધ થયો. અહા! તે દિવસના આનંદનું હું શું વર્ણન કરૂં? તેટલા આનંદમાં અપવાદ દાખલ ત્રુટી એટલીજ હતી કે, બન્નેના હૃદય કોઇ જાણી જશે એવા ભયથી ધડકતાં હતાં. આમ આનંદ લુંટવામાં કેટલો વખત પસાર થયો તેની ખબર પડી નહિ. મેં ઘડીયાળ તરફ જોયું તો સાડા દસ વાગ્યા હતા. તરતજ તે ઉઠીને ઉભો થયો અને મને એક ચુંબન લઈ ચાલ્યો ગયો. ગલીનું બારણું બંધ કરી હું પુનઃ મારા બિછાનામાં પડી. એટલામાં મારા પતિદેવ આવી પહોંચ્યા.

આજે પણ મને જાગ્રત જોઈ પાનની તબકમાંથી કુડી

રાખેલું માન ખાઇ તે બોલ્યા–" આજે કથાકારે દ્રૌપદી આખ્યાન ચલાવ્યું હતું. તેના જેવી પતિવ્રતા અને તેજસ્વી સ્ત્રી દુનિયામાં મળવી મુશ્કેલ છે. "

હું પણ વિચારવા લાગી કે: ખરી પતિવ્રતા ! એક સાથે પાંચ પતિઓ ઉપભોગવા મળતા હતા એટલે પતિવ્રતા હોય એમાં નવાઇ જેવું શું છે !

શેઠ પણ તેનાં પતિવ્રતપણાંનાં અનેક ઉદાહરણો મને કહી સંભળાવતા હતા અને હું હાએહા કર્યે જતી હતી. આમ મને ઉપદેશ કહી સંભળાવવામાં તેમનો ઉદ્દેશ એવો હતો કે. હું વૃધ્ધ પતિની પત્ની હોવાથી મારૂં મન વિચલીત ન બને ! પરંતુ તેમને ખબર નહોતી કે, ભૂખથી વ્યાકુળ બનેલા માણસને ઉપવાસનું મહાત્મ્ય સંભળાવવાથી શું ફાયદો થવાનો હતો ?

આમ શેઠનો ઉપદેશ સાંભળ્યા બાદ અમે સુઇ ગયાં. સવારના ઉઠતાંજ મારા મનની પ્રસન્નતા કંઇક ઓરજ હતી. શરીરમાં હોંશિયારી જણાતી હતી અને મન ઘડી ઘડીમા પુલકિત બની જતું હતું. ત્રીજે પોહારે ભૈયા પાસેથી મેવો, મિઠાઇ અને ફૂલો મંગાવી મેં પુષ્પશૈય્યા તૈયાર કરી. સંકેત મુજબ પેલો તરૂણ પુરૂષ આવ્યો. તે દિવસે પતિરાજ મહાલક્ષ્મીમાં કથા સાંભળવા જવાના હતા એટલે અમોને ઘણો વખત આનંદમા ગાળવાને મળ્યો. જેટલો વખત તે પુરૂષ મારી સાથે રહ્યો તેટલો વખત જાણે કે હું સ્વર્ગ સુખ ભોગવતી હોઉં એવું મને લાગ્યું. રાત મોટી થાય તો કેવું સારૂં ? શેઠ કથામાંથી મોડા આવે તો કેવું સારૂં ? હું આમ વિચાર કર્યા કરતી હતી, ત્યારે પેલા પુરૂષે કહ્યું:—"વ્હાલી ! તેં આજ કમાલ કરી છે. મારી બધી આશાઓ પૂર્ણ થઈ છે; પણ તારા પતિનો ભય મને બહુ લાગ્યા કરે છે."

મેં કહ્યું:—"ભય તમને લાગે છે એમ શું મને નથી લાગતો ? પણ શું કરીએ ! કોઇ ઉપાય સુજતો નથી ? આમ જ્યાં સુધી ડરતાં ડરતાં પણ સુખ ભોગવી લેવાય તેટલું ભોગવી લેવું. શું કરૂં, તેમની બ્હીક ન હોત તો સવાર સુધી તમને પલંગ માંથી ઉઠવા દેત નહિ અને આમ ગળામાં હાથ નાખી આખી રાત સુઈ રહેત."

તેણે કહ્યું-"હવે બહુ થયું. તારા પ્રેમના એક એક શબ્દો અને તારો નયન કટાક્ષ મારા દિલને ઘાયલ કરી દે છે-મને વધારે પાગલ બનાવી દે છે. ખેર જાઉં છું તો જમવા-ખાવાનું પણ ભાન રહેતું નથી અને તારાં મદભર્યાં નયનોની જાદુભરી નજર આખો દિવસ દ્દષ્ટિ સામે તર્યા કરે છે !"

મેં કહ્યું-"વ્હાલા, તેજ અવસ્થા મારી છે. આખો દિવસ તમારૂંજ ધ્યાન ધર્યા કરૂં છું."

આમ લાંબો વખત વાતચિત કર્યા બાદ જૂદા પડતી વખતે બન્નેની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને પછી તે ચાલ્યો ગયો.

આ બાજુ તેના ચાલી જવા પછી બિછાનું સાફ કરી પુનઃ ફૂલો પાથરી દઇ હું સુઇ રહી એટલામાં શેઠ આવી પહોંચ્યા હું તરતજ ઉઠીને ઉભી થઇ ગઇ. તેમણે મારો હાથ પકડી પલંગ પર બેસાડી અને કહ્યું-"કેમ, આજ કાંઇ જૂદોજ રંગ જણાય છે ! હજી અત્યાર સુધી જાગે છે કેમ તેનું કારણ સમજાતું નથી. !"

મેં કહ્યું-"આપના જેવા મારી હોંશ પૂરી પાડનાર હોવાથી હું પણ શા માટે બાકી રાખું ! એટલા માટે આજે ખાસ ઠાઠમાઠ કરીને તમારી રાહ જોતી બેઠી છું. ઉંઘ તો કાલે બપોરના પણ લઇ શકાશે. તમે દરરોજ આવો તે વખતે હું

ઉંઘી ગયેલી હોઉં એ ઠીક કહેવાય નહિ. તમેજ કાલે કહ્યું હતું કે, દ્રૌપદી પતિ નિદ્રાધીન થયા પછીજ સૂતી અને તેમની પહેલાં ઉઠતી. મારા મનમાં પણ એમજ આવ્યું. તમારા પછી સુવું એ મારા સ્વાધીનની વાત છે, પણ ઉઠી શકાતુ નથી-વહેલી જાગીજ જતી નથી."

મારૂં ભાષણ સાંભળી તેમને અત્યાનંદ થયો. તેમણે કહ્યું:-"તારી ઉમર નાની છે, એટલે તું વહેલી સુઇ જતી જા. નહિ તો તારી પ્રકૃતિ બગડી જશે. બાળ વયમાં ઉંઘ વધારે હોય છે."

તેમનાં આ વચનો સત્ય હતાં; વધારે શું કહું? તેમની માયા મારા તરફ વિશેષ હતી એટલે મારા આત્માને જરા પણ કષ્ટ પહોંચે તેવું કામ કિંવા કટુ વચન તેઓ મને કહેતા નહિ. હું પણ અત્યાર સુધી તેમને મારા આરાધ્ય પતિદેવ માની નિર્મળ અંતઃકરણથી વર્તતી હતી; પરંતુ પેલી રંડાની મુલાકાત થયા પછી મારૂં મન તેમના વિષે કલુષિત બની ગયું હતું. હું ઉપર ઉપરથી તેમના તરફ પ્રેમ દર્શાવતી હતી, અને મનમાં તો મારા યારની મનોહર મદનમૂર્તિની આરાધના કર્યા કરતી હતી.

આ પ્રમાણે કપટ પ્રેમ દર્શાવી હું તેમને દરરોજ હસાવતી હતી. મારો તેમના તરફનો પ્રેમ અને ઉપદેશ આપ્યા મુજબની વર્તણૂક જોઇ, તેમને ઘણોજ આનંદ થયો. પછી થોડી કથાની વાતચિત થયા બાદ બન્ને પુષ્પ શય્યાપર સુધી ગયાં......આ જ મારો અને તેમનો છેવટનો યોગ હતો.

આમ પેલા પુરૂષ સાથે છુપી રીતે સંબંધ રાખી મોજ મારતાં એક્એક મહિના ગયા પછી મારા બદમાશ આશકે મને ભોળવી અને કહ્યું:—"વ્હાલી, તારા હાથેજ મને મારી નાખીશ તો પણ મારા આત્માને આનંદજ થશે. કારણ કે, હવે તો આખો દિવસ તારો વિરહ સહન થતો નથી."

હું પણ તેના પ્રેમમાં દીવાની બની શુધ-બુધ ભૂલી ગઇ હતી એટલે બોલીઃ—"વ્હાલા, તમેજ મને મારી નાખો. તે સિવાય આ જીવનો તરફડાટ શાંત થવાનો નથી."

તે બોલ્યોઃ—"હવે તો હું કંટાળ્યો છું. દરરોજ ગુપચુપ ભંગીની દુર્ગંધયુક્ત ગલીમાંથી આવવું, કોઇ જોઇ જશે તેની ધાસ્તી, દિલ ખોલી પુરૂં બોલવાને પણ ન મળે એટલો વખત, હસાય બોલાય પણ નહિ-વધારે શું એકાદ પૂર્ણિમાની ચાંદની રાતે સાથે લઇ ક્યાંઇ બહાર ફરવા પણ જવાય નહિ. આવું દુઃખ મારાથી સહન થતું નથી. માટે તું ઘરમાંથી બહાર પડે તો વધારે સારૂં. થોડા દિવસ તને એકાદ સ્થળે છુપાવી રાખીશ અને પછી આપણે બહાર ગામ ચાલ્યા જઇ પતિ-પત્ની તરીકે રહેશું."

મેં પૂછ્યું "તેમ કેવી રીતે બની શકે?"

"ત્યારે હવે પછી આપણે અહિં મરવાને માટે આવવાના નથી. તારે શું? તું તો તારા બંગલામાં બેઠી બેઠી મોજ મારી રહી છે તારા રૂપ પર પાગલ બની ગયો એટલે અહિં જીવને જોખમમાં નાખીને પણ આવું છું. બાકી હવે મારે પણ મારી જીંદગીનો વિચાર કરવો જોઇએ. કારણ કે, આ પાપનો ઘડો કોઈ દિવસ ફૂટ્યા સિવાય રહેવાનો નથી"

આમ થોડા દિવસ અમારા બન્ને વચ્ચે ખટરાગ ચાલ્યા કર્યો. તે કહી જાય કે હું આવતી કાલથી નહિ આવું અને હું પગે પડી વિનવણી કરી તેને બોલાવું. આમ રતન ચમેલીનો નાચ કેટલાક દિવસ ચાલ્યા બાદ એક દિવસ અમારા ભૈયાએ તેને પકડયો. ત્યાર પછી શું બન્યું તે બધુ અમરસિંહ ભૈયાએ પોતાની જબાનીમાં જણાવ્યું છે. હવે જે હકીકતની તેને ખબર ન હોતી તે કહી હું મારો વૃત્તાંત પૂરો કરૂં છું.

"તે પુરૂષનો અને મારો સતત મેળાપ થઇ શકે એવી

પ્રયત્નથી દ્રવ્યની લાલચ આપી મેં ભૈયાને વશ કરી લીધો અને તેના હાથે મારા પતિનું ખૂન કરાવ્યું. પતિના મૃત્યુ બાદ ચૌદમાના દિવસે મેં તેને બોલાવ્યો, પણ તે આવ્યો નહિ એટલે અપરાત્રિના વખતે પણ હું તેને ત્યાં મળવા ગઇ. તેને પુષ્કળ વિનંતિ કરી, તેના પગમાં પડી, રડી, પણ તેનું દિલ પીગળ્યું નહિ અને મનેજ દૂષણ આપતાં બોલ્યો:–"રાંડ લુચ્ચી, ધણીને મારતાં ચૂકી નહિ તો પછી મને પણ મારી નહિ નાખે તેની શી ખાત્રી ? મારા કરતાં કોઇ વધારે ખુબસૂરત અને હૃષ્ટપુષ્ટ આશક મળશે, તો મને પણ હાથતાળી આપી મારૂ કાસલુ કઢાડ્યા સિવાય રહેશે નહિ. માટે આવી છે. તેવીજ મારા ઘેરથી ચાલી જા."

તેની આવી બેવફાઇ જોઇ મારા મનમાં તિરસ્કાર ઉપજ્યો. હું વિચારવા લાગી કે, તેના પ્રેમમા પાગલ બની–તેના કહેવાથીજ મેં મારા પતિનું ખૂન કરાવ્યું છતા હજી મારામાં તેને વિશ્વાસ બેસતો નથી ! મારા મનની સ્થિતિ બરાબર રહી નહિ. હું મગજનું સમતોલપણું ગુમાવી બેઠી અને તરતજ પ્રતિજ્ઞા કરી કે, આ બેવફાઇનો બદલો લીધા સિવાય રહીશ નહિ. પેલા ભૈયાની દાસી થઇને રહીશ પણ તેનાજ હાથે તારૂં ગળું ન કપાવું તો મારૂં નામ.........નહિ."

આમ નિશ્ચય કરી જેવી હું તેના ઘરમાંથી બહાર નીકળવા જાઉં છું એટલામાં પેલી વૃધ્ધા બારણામાંજ મળી. મેં તેને બધી હકીકત કહી અને કહ્યું કે, તેના લીધે મેં વૈધવ્ય દશા પ્રાપ્ત કરી અને હવે આમ દગલબાજી કરે છે તે શું યોગ્ય છે ? તમારા લીધેજ હું ફસી પડી અને મારા સંસારનું સત્યાનાશ વાળી નાખ્યું."

વૃધ્ધા જમાનાની ખાધેલી હતી. તેણે અત્યાર સુધીની તેની જીંદગીમાં આવાં કેટલાંએ નાટકો ભજવ્યાં હતાં અને પોતાના પેટનો ખાડો પૂરવા સેંકડો સ્ત્રીઓને ફસાવી તેઓના સંસારની

ધુળધાણી કરી નાખી હતી. મારી વાત સાંભળી લીધા પછી તેણે કહ્યું—" બાઇ, ધણીની હાજરીમાં પરપુરૂષ સાથે સંબંધ બાંધતાં વિચાર નહોતો કરવો ? તે વખત તો તેને દેવ પ્રમાણે માનતી હતી અને હવે આમ કેમ ? તારા ઘરની સંપત્તિ તેને આપી દાસી બનીને રહે તો એકાદ દિવસ તારા પર સહેજ નજર રાખશે. બાકી આજ સુધીમાં તેણે પચ્ચીસ સ્ત્રીઓને પોતાના પ્રેમમાં ફસાવી ઘર બહાર કહાડી છે. તેમાં તું એક વધારે. હવે તારે ત્યાં આવે એ આશા રાખતી નહિ. તેને મેળવવો હોય તો બધી માલમીલકત તેના નામ પર લખી દે નહિ તો તારા જેવી હૈયાની ફુટી ઘણીએ તેને મુંબાઇ નગરીમાં મળી રહેશે. અમારે શું ? અમે તો પૈસાના ચાકર ! તે કહે તે પ્રમાણે અમારે વર્તવું જ જોઇએ."

વૃધ્ધાનો આવો નિર્લજ્જ ઉત્તર સાંભળી હું તો સ્તબ્ધ થઇ ગઇ અને મારા મુખમાંથી ઉદ્દગાર નીકળી પડ્યા કે, અરે ઇશ્વર, આવી કુલટાઓજ પોતાના પેટની આગ ઓલવવા દેવમંદિરોમાં ભટકી ગૃહસ્થ કુટુંબોની સ્ત્રીઓને ખોટી લાલચમાં ફસાવી-અનીતિના ગારમાં ધકેલી દે છે. ધીક્કાર હજો તેમના જીવનને. આ વખતે શું કરૂં અને શું નહિ એવી મારા શરીરની તગપાપડ સ્થિતિ થઇ ગઇ હતી એટલે જીવનનો સર્વસ્વ નાશ કરનાર વૃધ્ધા અને મારા આશકનું વેર લેવાની પ્રતિજ્ઞા કરી હું ભૈયા પાસે આવવા દોડી. ભયા પાસે આવીને જોઉં છું તો તેની સ્થિતિ વિચિત્રજ મારી દૃષ્ટિએ પડી !

મારા માટે પોતાની ઇંદ્રિય કાપી નાખેલો ભૈયો જ્યારે મારી દૃષ્ટિએ પડ્યો ત્યારે મને ભાન રહ્યું નહિ. મારાપર પ્રીતિ રાખનાર પતિનું મેં ખૂન કરાવ્યું હતું એટલે મારો આધાર તૂટી ગયો હતો. જેના પ્રેમમાં ફસાઇ હું પાપાચરણમાં પડી, તે આશકે દગો દઇ મારો ત્યાગ કર્યો, છેવટે સંતાપથી ઉશ્કેરાઇ જઇને આ

ભૈયા પાસે આવી અને ગરીબની ઇચ્છા પૂર્ણ કરી પેલાં દુષ્ટોને તેઓનાં કર્મનું ફળ ચખાડીશ એવી ઇચ્છાથી તેની પાસે આવી તો તેની આવી દશા! આ દેખાવ જોઈ હું બેહોશ થઇ ગઈ. મને કાંઇપણ સૂઝ્યું નહિ એટલે આવેશમાં ને આવેશમાં, દરિયામાં પડી મારો જીવ દીધો."

મહારાજ, હવે મારે એટલુંજ કહેવાનું છે કે મેં આત્મહત્યા કરી જીવ દીધો તો ખરો, પણ શું જીવ કોઇનો વહાલો હોતો નથી? કહેવત છે કે 'સબસે પ્યારા જી' અર્થાત જીવ કરતાં મનુષ્યને દુનીયામાં કોઈ ચીજ વહાલી નથી. મહારાજ, પેલી વૃધ્ધ કુટણી મને મળી ન હોત તો આવી વિપથગામિની હું બનત? મારો પતિ વૃધ્ધ ન હોત તો આવું પાપાચરણ કરવાની મને શી જરૂરત હતી? તેવા વૃધ્ધોને મા બાપ પોતાની પુત્રીઓ આપે છે જ શા માટે? લોકસમાજ આવાં લગ્નો ચાલવા કેમ દે છે? આટલી વ્યવસ્થા જો બરાબર હોત તો શું આત્મહત્યા કરવાનો મને વખત આવત? આ બધી બાબતનો વિચાર કરીને પછી આત્મહત્યા કરવા માટે મને જે શિક્ષા કરવી હોય તો કરો. મેં પાપાચરણ કર્યું છે, હું દોષિત છું: પરંતુ આ દોષ મારા હાથે થવા દેવામાં જેઓ ભાગીદાર છે, તેઓને માટે પણ યોગ્ય વિચાર થવો જોઇએ છે, એટલે દરેકને આત્મહત્યાની શિક્ષા સરખે ભાગે વહેંચી દેવી એવી મારી વિનંતિ છે."

એટલુ કહી જમનાબાઇ બાજૂમાં બેસી ગઈ અને સરલા બાલા નામની એક સ્ત્રી યમરાજની પરવાનગી લઇ પોતાની હકીકત કહેવા લાગી.

# સરલાની આત્મકથા

મહારાજ, મને કેમ આત્મહત્યા કરવી પડી તેની કથા હું આપને ક્રમશઃ કહી બતાવું છું. એક દિવસ હું રંગભૂમિની પ્રખ્યાત નટી તરીકે જગમશહૂર હતી. રાત્રિના વખતે મ્હોંડે પાઉડરના લેપડા ચોપડી, સુંદર વસ્ત્રાલંકાર પહેરી અનેક ભોળા લોકોને મારા સૌન્દર્યાગ્નિમાં બાળીને ભસ્મ કરી દેતી હતી અને અંતે જીવનનું પરિણામ આત્મહત્યામાં આવ્યું.

મારી બાલ્યાવસ્થાથીજ હું કિંચિત્ અભિમાનીની હતી. કોઇનો એક શબ્દ પણ સાંખી શકતી નહોતી. જેમ જેમ મારી ઉમર વધવા લાગી, તેમ તેમ અભિમાનની માત્રા પણ વધવા લાગી. માતા પિતા તેમજ સગાં વ્હાલાં મારા આ દુર્ગુણને લીધે મને ઉપદેશ આપવા લાગ્યા અને કહ્યું કે, બ્હેન તારે સાસરૂં વસાવવું છે. સાસુ-નણંદ વગેરેના હાથ નીચે કામ કરવું પડશે. હર પળે માનભંગ થવું પડશે. તેઓનાં મેણાં-ટોણાં સાભળવાં પડશે એટલે કન્યાએ આટલી બધી મગજની તુમાખી રાખવી એ સારી નથી; પરંતુ તેઓનો આ ઉપદેશ પત્થર પર પાણી જેવો હતો. જો કે, હું કેટલીક વખત તેઓના ઉપદેશની હાંસી કરવા બદલ મનમાં પસ્તાતી હતી: પરંતુ અભિમાની મન પુનઃ બંડ કરી કોઇને નમતું આપતું નહોતુ. આવી રીતે બાલ્યાવસ્થાના દિવસો પસાર કરી યુવાવસ્થામાં મેં પદાર્પણ કર્યું.

જો કે હું સુન્દરી નહોતી, છતા કુરૂપ તો નહોતી જ. અનેક માણસો કહેતાં કે, સરલા ખૂબસૂરત નથી, પણ મારા

શરીરનો ઘાટઘમટ અને મ્હોડાનું તેજ ભલભલાને લોભાવે તેવું છે. મારા યૌવનકાળના આરંભમાં જ પિતાએ લગ્ન કરવાની તયારીઓ કરવા માંડી. ચાર છ મહિના સુધી તપાસ કર્યા બાદ મારાં લગ્ન એક સારા અને પ્રતિષ્ઠિત કુટુંબમાં થઇ ગયાં.

મને સાસરે વળાવતી વખતે માતાએ શાંત ભાવે જીવન ગુજારવાનો ઉપદેશ આપ્યો. તેમના ઉપદેશને શિરસાવંદ્ય માની હું સાસરે આવી.

સાસરામાં મારા આદરમાન માટે કોઇ જાતનો અભાવ નહોતો. સાસુ સસરાનો મેં અગાધ પ્રેમ સંપાદન કરી લીધો. પતિના પ્રેમની વાત જ શી કરૂં ? મારો અને તેમનો પ્રેમ જોઇ પડોસની સ્ત્રીઓ પણ અમારા બન્નેની ઇર્ષ્યા કરવા લાગી. સંપત્તિનો અમારે ત્યાં ટોટો નહોતો. મનપસંદ પતિ, સાસુ સસરાનું સુખ અને સંપત્તિવાન ઘર મળે તો યુવાન કન્યાને આથી વધારે કયું સ્વર્ગમા સુખ હોઇ શકે ? અર્થાત્ સ્વર્ગ મારાથી બે તસુ જ દૂર છે, એવો મને ભાસ થવા લાગ્યો. પતિના સાન્નિધ્યમા આવ્યા પછી મારો જગ સ્વભાવ ફરી ગયો. કહેવામાં આવે છે કે, સ્ત્રી પુરૂષનાં લગ્ન એ ઉભયના નવીન જન્મની શરૂઆત છે. પર્વ જીવન લુપ્તપ્રાય થઇ નવજીવનનો ઉભયમા સંચાર થાય છે. મારા બાબમાં પણ તેમજ બન્યું. એક વખતની ઉચ્છૃંખળ—કોઇને જરા પણ નમતું નહિ આપનાર હું પતિ સમાગમ પછી શાંત અને સુલક્ષણી સ્ત્રી બની ગઇ. સાસરામાં આવ્યા પછી અભિમાન કરવાનું કિંવા કોઇ પર નારાજ થવાનું કારણ જ ઉપસ્થિત થતું નહિ. આ ઉપરથી એમ માનવાનું નથી કે અમો ઉભય સ્વામી-સ્ત્રી વચ્ચે માનાપમાનનો પ્રસંગ ઉપસ્થિત થતો નહિ. થતો, પરંતુ તે એવો તો સુખકારક અને આનંદદાયક જણાતો કે,

સ્વામી-સ્ત્રી વચ્ચે તેવા પ્રસંગો ઉત્પન્ન ન થાય તો જીવનમાં મજાહ જ નથી એમ મારા મનને ખાત્રી થઈ. પ્રણય કલહમાં જ મજાહ પડે છે. તેની કદર પતિપ્રેમવંચિતા હતભાગી સ્ત્રીને ક્યાંથી જ હોય!

અમો સ્વામી-સ્ત્રી વચ્ચે દરરોજ નવા નવા વાદવિવાદ થતા તે સાંભળવાથી કોઇને ફાયદો થાય એમ નથી; પરંતુ એક સંવાદ કે જેની સાથે મારા જીવનનો નિકટ સબંધ છે, તેનો ઉલ્લેખ અહિં કર્યા સિવાય રહીશ નહિ.

એક દિવસ પૂર્ણમાની જ્યોત્સ્નામયી રાત્રીએ અમો પતી-પતિ અગાસીમાં બેસી પ્રેમગોષ્ટી કરી રહ્યાં હતાં. પોતના ખોળામા માથું મકી હું સુતી હતી. ચંદ્ર જ્યોત્સ્નાની સાથે મારા મુખારવિંદની તુલના કરી તેમણે મારા અધર પર એક ચુંબન કર્યું. પ્રેમમા વિહ્વળ બની હું તેમના કંઠે વળગી પડી. શાંત શિતલ સમીર લહરીથી ઉડતી મારા કેસની લટોને તેઓ પોતાના અંગુલી સ્પર્શથી તેને યથાસ્થિત કરતા હતા. એવામાં નિસ્તબ્ધ-તાનો ભંગ કરી હું એકાએક બોલી ઉઠી:-" વ્હાલા, ધારો કે મને પણ ચપલાની માફક બદમાશો પકડી જાય, મારા પર અત્યાચાર કરે, તો તમે શું કરો? મને ઘરમાંથી કહાડી મૂકો?"

સ્વામીએ હસતા હસતાં કહ્યું:-" ગાડી, આવા સુખદ સમયમાં તેવા અનિષ્ટ બનાવોના વિચાર કરવો એ પણ પાપ બરાબર છે. તારો ત્યાગ અને તે મારાથી બને? નહિ."

મેં કૃત્રિમ ગાંભીર્ય ધારણ કરી કહ્યું:-' તમો પુરૂષો બધા એક સરખા જ. તમારો પ્રેમ મ્હોડાનો જ હોય છે. જુઓને, ચપલાનો કોઇ પ્રકારનો દોષ નહોતો. તે પોતાની મરજીથી કાંઇ બહાર ગઇ નહોતી. બદમાશો જોર જુલમથી તેને પકડી ગયા અને શિયળ ભ્રષ્ટ કર્યું એમાં તેનો શું દોષ? તેનો સ્વામી શું તેને

ચાહતો ન હોતો ? ચાહતો હતો, છતાં વિના દોષે તે બિચારી ગરીબ ગાય જેવીને કહાડી મૂકી ! પુરૂષો બધા આવા નિષ્ઠુર જ હોય છે. તેઓનો પ્રેમ મહોડાનો હોય છે એમાં અતિશયોક્તિ જેવું કાંઇ નથી. "

સ્વામીએ કહ્યું–" તારે કહેવું હોય તેમ કહે. ચપળાના સ્વામી જેવા કંઇ બધી સ્ત્રીના સ્વામી હોતા નથી. "

હાસ્યયુક્ત દૃષ્ટિથી તેમના તરફ જોઇ મેં કહ્યું–" એવો કોઇ પ્રસંગ ઉપસ્થિત થાય તો તમારી બરાબર પરીક્ષા લેવાય."

" હા, વખત આવ્યે જોઇ લેવાશે. "

" જોઈ શું લેવાશે ? તમારા હાથે જ તમે પગમાં કુહાડી મારો એવા છો !"

" સરલા, તું આજે આજે મારામાં બધો અવિશ્વાસ કેમ દર્શાવે છે ?"

તેમના ઉપરોક્ત શબ્દો સાંભળી હું સહજ નરમ બની. બન્ને બાહુથી તેમને આલીંગન આપતાં મેં કહ્યું–" વ્હાલા, હું તો મશ્કરી કરૂં છું. તમારામાં વિશ્વાસ ન રાખું તો જગતમાં કોનો અંદર રાખું ? તમેજ મારા ઇષ્ટ દેવ પ્રભુ છો. મારા આત્માને સંપૂર્ણ ખાત્રી છે કે, મારો ગમે તેવો દોષ હોય પણ તમે મારો ત્યાગ તો કરો જ નહિ. "

પતિએ કહ્યું–" જેઓ વિના દોષે સ્ત્રીઓનો ત્યાગ કરે છે, તેઓને હું મનુષ્ય જ ગણતો નથી. "

તેમના શબ્દો સાંભળી મારૂં મન આનંદથી નાચવા લાગ્યું. તેમના મુખચંદ્ર સામે જોઈ હું શાંત રીતે તેમના ખોળામાં પડી રહી.

* * *

ત્યાર પછી બે માસ વીતી ગયા. એક દિવસ ઠઠ્ઠા-મશ્કરીમાં સ્વામીની પરિક્ષા લેવાનો મેં વિચાર કર્યો હતો; પરંતુ

વસ્તુતઃ તે પ્રસંગ કુદરતી રીતે જ આવી પહોંચ્યો. લગ્ન થયા બાદ હું પહેલવહેલી પિતાને ત્યાં આવી હતી. પિતાજીને ત્યાં કથા ચાલતી હતી, એટલે મારે કેટલોક વખત પિયરમાં જ રહેવું પડ્યું. મારા પિતાશ્રીને ઘણા યજમાનો હતા. તેઓ પિતાશ્રી પાસે આવી જ્યોતિષના અનેક પ્રશ્નો પુછવા અને કામો કરાવવા આવતા હતા. હું તો મારા પિયરમાં આવી હતી અને ન્હાનપણથી બધાની સાથે છુટથી વરતતી હોવાથી વિના સંકોચે બહાર ફર્યા કરતી હતી.

એક દિવસ એક યજમાને આવી કહ્યું:-"મહારાજ, આજે અમારે ત્યાં ઉત્સવ છે અને સ્ત્રીઓ ગરબા લેવાની છે, એટલે આપની પુત્રીને પણ મોકલશો તો મહત ઉપકાર થશે."

પિતાજીએ તરત જ સંમતિ દર્શાવી. મેં પણ નિમંત્રણને માન આપ્યું અને જ્યારે મને તેડવા એક ગાડી આવી ત્યારે કપડાં લત્તાં પહેરી તેમા બેસી હું યજમાનને ઘેર જવા નીકળી.

લુચ્ચા અને પાખંડી શિષ્ય નિર્જન સ્થળે આવેલી તેની વાડીમા આવેલા ઘરની અંદર મને લઇ ગયો. પહેલા તો હુ કાંઇ સમજી શકી નહિ પરંતુ થોડીવારમાં જ હુ મારી સ્થિતિ સમજી ગઇ. મારી આંખે અંધારા આવવા લાગ્યા માથા પર હાથ દઈ હું જમીન પર બેસી ગઇ. ત્યાર પછી—શું કહું ? આજીજી, કાલાવાલા, ભયપ્રદર્શન, ભગવાનની પ્રાર્થના બધું અફળ ગયું. પાપીઓએ જબરદસ્તીથી મારું શિયળ નષ્ટ કર્યું.

ત્રણ દિવસ સુધી તેઓએ મને આ નરકાગારમાં પુરી રાખી. ત્યાર પછી એક ભાડાની ગાડી કરી તેઓએ મને પિતાને ત્યાં મોકલી દીધી. હું પિતાના શિષ્યને ત્યા ગઇ ન હોતી, એવી ખબર પિતાજીને અગાઉથી જ પડી હતી એટલે બારણામાં પગ

મૂકતાંજ ક્રોધથી કંપિત બની તેમણે કહ્યું-" કુલટા, ખબરદાર જો ઘરમાં પગ મૂક્યો છે તો. જેવી આવી તેવી પાછી ચાલી જા."

મેં પિતાજીને સમજાવવા ઘણી આજીજી કરી; પરંતુ તેમણે માન્યું નહિ. મારા એક પણ શબ્દમાં તેમને વિશ્વાસ આવ્યો નહિ એટલે આટલા દિવસથી શાંત રહેલું મારૂં અભિમાન પુનઃ જાગ્રત થયું. મારો અન્તરાત્મા તેમની સામે બંડ ઉઠાવવા તૈયાર થયો. પિતાને જ્યારે પુત્રીનાં વચનમાં વિશ્વાસ નથી, તો પછી મારે શા માટે તેમના બારણામાં આશ્રયની ભીખ માગવી જોઈએ ! શું બીજે કોઈ સ્થળે આશ્રય નહિ મળે ? પિતાએ સંઘરી નહિ તો શું થઇ ગયું ? પતિનું ઘર તો છેને ? ત્યાં તો જરૂર આશ્રય મળશે. પતિનો મારા પરનો પ્રેમ અદ્‌ભુત છે. મારી કરૂણાજનક સ્થિતિ સાંભળી તેમને દયા આવ્યા સિવાય રહેશે નહિ. ગાડી હજી સુધી બારણામાં જ ઉભી હતી એટલે પિતૃગૃહનો ત્યાગ કરી હું પુનઃ તેમાં જઇને બેઠી અને મારા સાસરાના ઘર તરફ હાંકવાનું કહ્યું.

સાસરાના ઘરમાં પ્રવેશ કરતાં જ પ્રથમ જ સસરાજીની દૃષ્ટિ મારા પર પડી. મેં તેમને પ્રણામ કર્યા. તેઓ નાકનું ટીચકું ચડાવી બે પગલાં પાછળ હઠી ગયા. તેમની આવી વૃત્તિ જોઈ મારૂં હૃદય ધડકવા લાગ્યું. તેમણે કર્કશ સ્વરે કહ્યું:-" તારી બધી ખબર અમને પડી ગઇ છે. માટે અનુકૂળ આવે તેવી જગ્યાએ ઘર ભાડે લઈ રહે. આ ઘરમાં તને અમે હવે રાખી શકીશું નહિ."

સસરાજીના શબ્દો સાંભળી મૂર્ચ્છા આવી હોય, તેમ બેભાન થઈ હું જમીન પર ઢળી પડી. આ વખતે મારી સારવાર કરવા કોઇ આવ્યું નહિ. ઘરનાં બધાં માણસો તિરસ્કારની

દૃષ્ટિથી મારા તરફ જોતાં હોય એમ મને દેખાયું. ક્યાં જાઉં ? શું કરૂં ? એ પ્રશ્નો મારા દિલમાં ઉત્પન્ન થવા લાગ્યા. આત્મા કહેતો હતો, કે તારે શી ચિંતા છે ? જગત ભલેને ગમે તેમ બકવાદ કરે તારા પતિ તો છે જ ને ? હૃદયમાં ધીરજ ધારણ કરી, કાંઇક હિમત લાવી મેં સસરાજીને પૂછ્યું "મારા પતિને તો એક વખત મળવા દો ?"

સસરાજીએ રૂક્ષસ્વરે કહ્યું—"રાંડ. બાપનાં અને સસરાનાં કુળને કલંક લગાડયું અને હવે પતિને મળવાની ઇચ્છા રાખે છે ? આવી દુશ્ચરિતા અસતી અમારા ઘરમાં ન શોભે. તારા સંસર્ગથી અમારા ઘરની આબરૂની ધૂળધાણી થઇ ગઇ છે. માટે નાના મ્હોંડે મોટી વાત કરવા ફરતા જ્યાં ગઇ હતી, ત્યાં ચાલી જા. મારો પુત્ર એટલો બધો ભોળો નથી કે હવે તારાં વચનમાં વિશ્વાસ લાવી એક બદફેલ સ્ત્રીને ઘરમાં ઘાલે."

સસરાજીના આ તીવ્ર વાગ્બાણોએ મારૂં કાળજું વીંધી નાખ્યું. હું નિર્દોષ હતી. દગાબાજીનો ભોગ થઇ પડી હતી. પિતૃગૃહ અને શ્વસુરગૃહનો આશ્રય છૂટી ગયો હતો. ઉપર આભ અને નીચે ધરતી એવી મારી સ્થિતિ હતી. હવે ક્યાં જવું ? શું કરવું ? એના વિચારમાં હું પડી હતી. એટલામાં પતિને બહારથી આવી ઘરમાં દાખલ થતા મેં જોયા. મને જોતાંજ તેઓ સ્તંભિત થઇ ગયા. મારા મનમાં કાંઇક આશાનો સંચાર થયો. ભાગ્યયોગે તેઓના અત્યારે મુલાકાત થઇ છે, તો તેઓ જરૂર મને આશ્રય આપશે એવી મારા મનને ખાત્રી થઇ. વ્યાકુળ નયને હું મારી સ્થિતિથી તેમને જાણ કરવા જાઉં છું એટલામાં અત્યંત ગંભીર સ્વરે તે બોલી ઉઠયા "તારી બધી વાત મેં સાંભળી છે. સમાજના ભલાને ખાતર હું તારો સ્વીકાર કરી શકીશ નહિ." એટલું કહી ત્વરિત

ગતિએ તેઓ ઘરમાં ચાલ્યા ગયા. માથા પર વજ્રપાત થયો હોય એવી સ્થિતિમાં હું ઘરની બહાર આવી અને ઓટલા પર ફસડાઈ પડી.

+ + +

જ્યારે હું શુધ્ધિમાં આવી ત્યારે મને મારી નિરાધાર સ્થિતિનું ભાન થયું. જગતમાં મારૂં કોઈ આપ્ત ઇષ્ટ નહોતું. પિતાએ અને પતિએ વિના વાંકે કુતરાની માફક મને ઘરની બહાર કહાડી મૂકી હતી. નદીમાં જઈને ડુબી મરી આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. નદીના કીનારે ગઈ, જળમાં પડી પણ મરી નહિ. જળમાથી મને કોઇએ બચાવી અને મારો બધો વૃત્તાંત સાંભળી મારા યોગ્ય સ્થળે મને લઈ ગયો. કેટલાક મહિના સુધી દેહવિક્રય કરી તેના ઉપકારનો બદલો મેં વાળી આપ્યો. પરંતુ તે વખતથી જ પ્રતિજ્ઞા કરી કે, આ અત્યાચારનો બદલો લીધા સિવાય રહીશ નહિ. મારા પંજામા આવતા પુરુષનો સર્વ-નાશ કર્યા સિવાય રહીશ નહિ. તેના સુખના સંસારમા અશાન્તિનો અગ્ની સળગાવી તેને ભસ્મ કર્યા સિવાય રહીશ નહિ. કારણ કે, વિનાપરાધે પુરૂષ જાતિએ જ મને ભ્રષ્ટ કરી હતી. સમાજ ભયને લીધે પતિએ મારો ત્યાગ કરી મને અધમ સ્થિતિમા મૂકી હતી. એટલે દિન પ્રતિદિન પુરૂષ જાતિ તરફ મારો ક્રોધા-ગ્નિ વિશેષ ભડકવા લાગ્યો.

મારા યૌવનનો ફૂલ બહાર હતો. મારામાં રૂપ - પણ કાંઇ ઓછું નહોતું એટલે આ રૂપના ફંદામાં અનેક પુરૂષોને ફસાવી હું પાયમાલ કરી મારી વૈર વૃત્તિને તૃપ્ત કરવા લાગી. જેનો પીછો પકડતી, તેને રસ્તાનો ભિખારી બનાવ્યા વિના છોડતી નહિ. જ્યારે હું જાણુતી કે, મારો પ્રેમી યૌવન–ધન–સંપત્તિથી ખુવાર થઇ ગયો છે, ત્યારે તેને કુતરા–બિલાડાની માફક હું મારા

બારણામાંથી હાંકી કહાડતી હતી, અને મનમાં આવે તેમ તેના તરફ ગાલીપ્રદાન કરી પુરૂષ જાતિ તરફ મારો તિરસ્કાર વ્યકત કરતી હતી. મારા પ્રેમીઓની આવી દુરવસ્થા જોઇ–સાંભળી હું અત્યાનંદ પામતી હતી, અને પૈશાચિક હાસ્યથી નૃત્ય કરી મારા દગ્ધ હૃદયને શાન્તિ આપતી હતી.

આમ કેટલાંક વર્ષ વીતી ગયાં. પુરૂષ જાતિના અત્યાચારનો બદલો લેવા જતાં મારા શારીરિક સ્વાસ્થ્યનો પણ ભંગ થયો. યૌવનની લાલી ગાલ પરથી ઉડી ગઇ. આંખો નિસ્તેજ અને ઊંડી ઉતરી ગઇ. ગાલ પર અને અધરોષ્ઠ પર કાળા ડાઘ જણાવા લાગ્યા. વક્ષસ્થળ કૃશ બની ગયું. જે રૂપ–યૌવનમાં પુરૂષ જાતિને હું મુગ્ધ કરી કરોળીયાની જાળની માફક મારા મોહમાં લપટાવી તેઓનો સર્વનાશ કરતી હતી, તે યૌવન મારામાંથી અકાળે નષ્ટ થઇ ગયુ. મને જોતાંજ પુરૂષો મ્હોડું ફેરવી જવા લાગ્યા. ત્યારે શું કહું વેર લેવા જતા વેરનો ભોગ હું થઇ પડી.

આમ પુનઃ સ્વાસ્થ્ય મેળવવા માટે પાણીની માફક એક વર્ષ સુધી મેં પૈસાની બરબાદી કરી. પાપથી મેળવેલો પૈસો કોણ જાણે કેવી રીતે મારા હાથમાંથી પસાર થઈ ગયો તેની મને ખબર પડી નહિ. તે જાણવાને મેં ઇચ્છા પણ કરી નહિ કારણ કે, અર્થ ઉપર મને વિશેષ માયા નહોતી. અંતે પરિણામ એ આવ્યું કે સ્વાસ્થ્યભંગ સાથે બે વખત જમવાના પણ મને વાંધા પડવા લાગ્યા. આખરે મારા જેવી જ એક બ્હેનપણીની સહાયતાથી હું નાટકની અંદર નટી તરીકે નોકરીએ રહી પેટનો ખાડો પૂરવા નૃત્યકળામાં હું તરત જ પ્રવીણ થઈ ગઈ. ગમે તેમ પણ નાટકમાં નોકરીએ રહેવાથી બે વખત મને ખાવાનું સાધન તો થઈ ગયું.

આમ અનેક વર્ષ વીતી ગયાં. એક દિવસ સાંજના મારી બીજી બ્હેનપણી નટીઓ સાથે અગાસીમાં બેસી અમો આનંદ પ્રમોદ ઉડાવી રહ્યાં હતાં એટલામાં એક વ્યક્તિએ ઝુલતાં ઝુલતાં અમારી પાસે આગમન કર્યું. તેના મુખ તરફ જોતાં જ મારા મનમાં ભાસ થયો કે, આ માણસને મેં કયાંઈ પણ જોયો છે. તેણે પુષ્કળ દારૂ પીધો હતો. જમીન પર તેના પગ પણ ટકતા નહોતા. તેણે મારા તરફ જોયું અને જાણે કાંઇ ઓળખાણ પડી હોય તેમ ખડખડ હસી વિકટ સ્વરે બોલ્યોઃ–"સરલા! તું અહિં કયાંથી? મને ઓળખે છે?" તેનો અવાજ સાંભળતા જ મેં તેને ઓળખી કહાડયો. આ માણસ જ મારા જીવનને શરૂઆતમાં નષ્ટ કર્યું હતુ. આ નરાધમ જ મને પિતાને ત્યાંથી ઉપાડી ગયો હતો અને મારૂં શિયળ નષ્ટ કર્યું હતું.

મેં વિકૃત સ્વરે કહ્યું–"હા, બદમાશ, તને ઓળખ્યો. તેં જ મારી જીંદગીની ધૂળધાણી કરી નાખી છે."

તેણે કહ્યું–"સરલા! ભગવાનને ખાતર એમ ન બોલ."

તેના મ્હોડામાંથી ભગવાનનું નામ સાંભળતા જ મારો હિંસાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો. ઘણા દિવસનો વૈરાગ્નિ ભડકો ઉઠયો એટલે મારા મનમાં આવે તેમ તેને હું ગાળો દેવા લાગી અને કહ્યું–"નરાધમ, ખબરદાર જો મારૂં નામ જીભ પર લીધું છે તો."

મારો રૂવાબ અને ક્રોધ જોઇ તે મારી નજીકમાં આવ્યો અને વિદ્રુપપૂર્ણ સ્વરે કહેવા લાગ્યો–"તું જાણે છે? અમે પુરૂષ છીએ. સ્રીથી—"

આ વખતે મારી હિતાહિત બુધ્ધિનો લોપ થઈ ગયો હતો. ઉન્માદિનીની માફક હું તેના દિલ પર ધસી ગઈ અને ક્રોધથી કંપીત બની તેની છાતીમાં મેં એક ઠાંસો લગાવ્યો. તે અગા-

શીના કડેરા ઉપર પડયો. કડેરાનું લાકડું સડેલું હોવાથી ભાંગી ગયું અને તેની સાથે જ તે નીચે જમીન પર પટકાઇ પડયો. તેના માથાની ખોપરી ફૂટી ગઇ અને પ્રાણુવાયુ ઉડી ગયો. મારી બ્હેનપણીઓ આ બનાવથી ગભરાઈ ગઈ અને ત્યાંથી પલાયન કરી ગઈ. હું પત્થરની મૂર્તિની માફક અવાક બની ગઈ.

યથા સમયે પોલીસ આવી પહોંચી. મારા હાથમાં હથકડીઓ પહેરાવી દીધી. કેટલાક દિવસ મને પોલીસ થાણામાં રહેવું પડયું. મારા અપરાધની ચોકસી થઈ. ન્યાયાધિશને મેં મારી જીંદગીનો ઇતિહાસ કહી સંભળાવ્યો. ન્યાયાધીશને દયા આવી પરંતુ કાયદાની દૃષ્ટિએ મને સજા કર્યા સિવાય ચાલે તેમ નહોતું એટલે ફાંસીની સજા નહિ કરતા જન્મ દેશનિકાલની સજા કરી.

સજા થયા બાદ મને આંદામાન લઇ જવામા આવી. બે ચાર મહિના પસાર થતા એક પોલીસ અધિકારીની મારા તરફ કુદૃષ્ટિ થઇ. મારા પાપનું પ્રાયશ્ચિત થઈ ગયું હતું. મારો વૈરાગ્ય ન શાંત થયો હતો એટલે તેની આ માગણીનો હું સ્વીકાર કરી શકી નહિ. જેમ બને તેમ પવિત્ર જીવન ગુજારવાનો મેં નિશ્ચય કર્યો હતો: પરંતુ અહિં તેવુ જીવન ગાળી શકાશે નહિ એમ મને ખાત્રી થવાથી મારા પહેરેલા કપડાની રસી બનાવી ગળે ફાંસો ખાઈ દોરંગી દુનિયાની જંજાળમાંથી છુટી આત્મહત્યા કરી-તમારી પાસે ન્યાય મગવા આવી છું કે, મારો આટલો બધો અધઃપાત થવાનું કારણ શું ? અને તેમાં દોષિત કોણ ? હું, પિતા, પતિ કે સમાજ ? ”

આટલું કહી હું નીચે બેસી ગઇ એટલે યમરાજે કહ્યું હવે કોણ જુબાની આપવા આવે છે ? એટલે એક બાળહત્યા કરનારી સોળેક વર્ષની સુન્દર સ્ત્રીએ આવી પોતાનો જીવન વૃત્તાંત કહી સંભળાવવા માંડયો.

# મેનાની આત્મકથા

---

મહારાજ ! અમદાવાદની માંડવી પોળમાં રહેતી હું મેના છું. મારા પિતાશ્રીએ વંડાદગના એક કહેવાતા શ્રીમંત પણ પૈસે ટકે ઘસાઇ ગયેલા વેપારીના પુત્ર સાથે મારા લગ્ન કરી આપ્યાં. લગ્ન વખતે મારા પતિની ઉમર ૩૨-૩૫ વર્ષની હશે. કારણ કે, હું તેમની ત્રીજી વખતની સ્ત્રી હતી. પહેલી બે સ્ત્રી ગુજરી ગઇ હતી. એક સર્પદંશથી મરી ગઇ હતી ત્યારે બીજી કુવામાં પડીને મરી ગઇ હતી.

લગ્ન થયા પછી હું સાસરે ગઈ. ત્રીજવરની હું પત્ની હોવાથી પતિનો મારા પર બહુ પ્રેમ હતો. પરંતુ સાસુ તો કર્કશા જેવી જ મળી હતી. એક સાધારણ વાતમાં પણ ટંટા ફિસાદથી તે આખું ઘર ગજાવી મૂકતી હતી. આજુબાજુના પડોસીઓ પણ તેનાથી થરથરતા હતા અને ભૂંડા માણસથી ભૂત ન્હાસે તેમ તેની સામે બોલવાને કોઇ હિંમત કરી શકતું નહિ. મારા સસરાજીનું તથા પતિનું પણ તેની પાસે કાંઇ ચાલતું નહિ. એક વખત તેની લુલીની લપલપ ચાલતી કે તરતજ તેઓ બિચારા ગુપચુપ બેસી જતા હતા ! તો પછી મારા જેવીની શી ગતિ થઇ હશે, તે તો આપજ કલ્પી લ્યો.

મારી સાસુએ મને સખ્ત તાકીદ કરી હતી કે, આજુબાજુમાં રહેતી સ્ત્રીઓ ખરાબ ચાલની છે, માટે ખબરદાર જો કોઈની સાથે બોલી છે તો ! કોઇની સાથે બોલતાં જોઇશ તો પછી મારા જેવી કોઈ ભૂંડી

નથી, એમ ખાત્રી રાખવી. માટે તારે ઘર છોડીને ક્યાંઇ બહાર જવું નહિ તેમ કોઇની સાથે વાત પણ કરવી નહિ. જો કે, મને તેઓ આવો ઉપદેશ આપતાં હતાં. પણ તેઓ તો મરણમાં આવે ત્યાં ફરતાં હતાં અને ગમે તેની સાથે આખો દિવસ તડાકા માર્યા કરતાં હતાં.

પહેલાં તો હું તેમનાથી બહુ બીવા લાગી. તેઓ જરા હાક મારે કે તરત જ તેમની સેવામાં હું હાજર થઇ જતી. તો પણ તેમનું મ્હોડું તો ચડેલું ને ચડેલું જ રહેતું. મારી સાથે વાત કરતાં કોઈ દિવસ હસતું મ્હોડું મેં જોયું નથી.

આમ વાઘ પાસે બકરી બાંધ્યા જેવી મારી સ્થિતિ જોઇ અમારા ઘરની કામ કરવાવાળી બાઇએ એક દિવસ મને કહ્યું કે, "બાઇ, પૂર્વજન્મમાં કાંઇ પાપ કર્યાં હશે કે, આ કર્કશાના હાથે પડ્યા છો! તમે તેનાથી બહુ ડરીને વર્તો છો, પણ પહેલાંની બે વહુઓ તો તેને માથાની મળી હતી, છતાં તેણે તેમના પર એવું તો સાસુપણું વાપર્યું કે, બન્નેને બિચારીને આપઘાત કરી જીવ દેવો પડ્યો!"

મેં પૂછ્યું:-"એક સર્પદંશથી મરી ગઇ અને બીજી કુવામાં પડવાથી મરી ગઇ એ વાત શું ત્યારે ખોટી?"

"હા, તદ્દન બનાવટી વાત છે. બન્ને જણીઓએ આપઘાત કર્યો હતો, કુવામાં શેની પડે અને સાપ પણ શેના કરડે! બિચારીઓ કરે શું? પહેલીને તો ત્રણ ચાર દિવસ એક ઓરડીમાં જ ખાધા પીધાનું આપ્યા સિવાય પુરી રાખી હતી! ચોથા દિવસે તેણે સાસુના કહેવા મુજબ બધું કબૂલ કર્યું અને પુરી રાખી હતી એ હકીકત કોઇને નહિ કહેવાનું વચન લીધા બાદ તેને ઓરડીમાંથી બહાર કહાડી. બિચારીએ ત્રણ દિવસ મહાકષ્ટે કહાડેલા એટલે તે ઓરડી માંહેલા મળમૂત્ર તેની પાસે જ

કઢાવી, ઓરડી સાફ કરાવી તેની પાસે જ તેણે ગાર કરાવી લીધી. પછી તેને નવરાવી માળા પર પોતાની સાથે સુવાને તેડી ગઈ.

સાસુના જુલ્મથી તે સંપૂર્ણ કંટાળી ગઈ હતી, એટલે પેસાબ કરીને આવું છું એમ કહી તે સાસુ પાસેથી ઉઠીને ઘર તથા ઇશ્વરને પ્રણામ કરી પછવાડે આવેલા કુવામાં જઇને પડી. કુવામાં થયેલા ધબાકાથી તેની સાસુ ચમકી અને વહુ કુવામાં પડી ગઈ એમ બુમરાણ કરી મૂક્યું. તે વખતે કુવા પર પાણી ભરવાનું એક વાસણ પણ નહોતું છતાં પાણી ભરવા જતાં પડી ગઇ એવી વાત તેણે ફેલાવી. ફોજદાર અને ડૉકટરને લાગતગ લગાડી-પાન સોપારી પૂરી પાડી. સ્મશાનમાં લઇ જવાની પરવાનગી લઈ લીધી અને બાળી નાખી! બીજીની પણ તેવી જ ગતિ. સર્પ કયાંથી કરડવા આવે. અધીણ ખાઇ મરી ગઇ, અને તેનો પણ પહેલીની માફક વિધિ કરી લીધો!

આ વાત સાંભળી મારા પેટમાં ફાળ પડી. હૃદય ધડકવા લાગ્યું કે, આવી કર્કશાના હાથ નીચે જીંદગી કેમ જશે? મેં કામ કરવાવાળીને પૂછ્યું કે, વહુનો દ્વેષ કરવાનું કારણ શું? તે કહે એમ કર્યા કરીએ તો પછી શેનો દ્વેષ કરે? શું તે કાંઇ આપણા બુરામાં રાજી હોય?"

"તમે હજી નવાં છો–ચાર છ મહિના જવા દો એટલે બધી ખબર પડશે!"

એટલામાં મારી સાસુ ત્યાં આવી પહોંચ્યા એટલે અમારી વાતચિત અટકી ગઇ. આડોશી પાડોશીઓ પાસેથી તેનાં ખરાબ વર્તન વિષે મારે કાને બહુ વાતો આવી હતી, પણ મોઢાના બકબકાટ સિવાય બીજો કાંઇ દુર્ગુણ મારી નજરે પડતો ન હોતો. તે મને દરરોજ નવા નવા દાગીના અને વસ્ત્રો પહેરવા

આપતી હતી. દેવદર્શને પણ મને શૃંગારીને લઇ જતી. સગા-વહાલામાંથી કોઇ ઘેર બેસવા આવતું તો કહેતી કે જૂઓ, કેવી ગરીબ ગાય જેવી વહુ મળી છે! નહિ તો પેલી બે રંડાઓ મળી હતી. રાંડોએ મારી માથાવટીજ હલકી કરી નાખી હતી. પણ આને એક શબ્દ પણ બોલવો પડતો નથી. સાસુનું કહ્યું માને તેને કોણ કહે? એમ કહી મારા સામે જોઇ તે પૂછતી કે, કેમ વહુ, મારો તને કાંઈ ત્રાસ છે કે? તને હું એક વાંકો શબ્દ પણ કહુ છું? હું તરતજ ઉત્તર આપતી કે ના, મને તો તમે પેટની પુત્રીની માફક રાખો છો."

* * *

આ વાતને બે ત્રણ મહિના થઇ ગયા બાદ અમે બંને એકલાં બેસી ચોખા વીણતાં હતાં ત્યારે સાસુએ કહ્યું-"જોને મેના, આપણી પછવાડે રહે છે તે માણેકલાલની વહુએ ઘણી ન જાણે તેમ બે ત્રણ શેર સોનું મેળવ્યું!"

આટલું બધું સોનું તેણે કયાંથી મેળવ્યું?" મેં પૂછ્યું.

"કાંઇ મફત કોઇ આપી દેતું નથી!" સાસુએ જવાબ આપ્યો. "જુવાનીનો બહાર હોય અને કોઇનું દિલ ખુશ કરીએ તો જોઇએ તેટલા દાગીના અને જોઇએ તેટલા પૈસા. આપણામા કહેવત છે કે........અને તે વાત ખરી છે." એટલું કહી તેમણે મારા ઉરોજ પ્રદેશ પર હાથ નાખ્યો અને કહ્યું,-જુવાની ખલાસ થતાં સ્ત્રીઓના ભાવ કોણ પુછે છે! ખુદ પતિ પણ પૂછતો નથી!"

તેનું આવું ભાષણ સાંભળી હું અચંબામા પડી પણ તેને મારો આ મનોભાવ જાણવા નહિ દેતાં હું હસી અને કામનું નિમિત્ત કરી તેની પાસેથી ઉઠી ગઇ. તે વખતે મારા મનને ખાત્રી થઇ કે, પહેલાંની બે વહુઓને અને તેને બનતું ન હોતું તેનું

ખાસ કારણ આ જ હોવું જોઇએ.

મારું હાસ્ય જોઇ તેણે વિચાર્યું હતું કે, 'હસી તે ફસી' એ ન્યાયે એક બે વખત મારી મીઠી વાતો કરી દાગીના અને કપડાંનો લાભ દર્શાવશું તો આ માની જશે અને આપણે ઘર ભરવાનું એક સાધન થઇ પડશે.

રાતના હું પતિની પાસે સુવા ગઇ તે વખતે મેં તેમને સ્પષ્ટ જણાવી દીધું કે, તમારી પહેલાની બે પત્નીઓને અને તમારી માતુશ્રીને બનતું ન હોતું તેનું કારણ માત્ર એટલું જ કે તમારી માતા તેમને જે અનાચારમાં ઉતારવા માગતી હતી, તેમાં સામેલ થતી નહિ હોવી જોઇએ."

પતિએ કહ્યું:–"છટ ! તું નકામો વહેમ લે છે. મારી મા તેવી હોય જ નહિ. માતા ઉઠીને પુત્રવધુને અનાચારનું શિક્ષણ આપે ? નહિ, કદી નહિ. તેમણે માત્ર તને બોધ આપવા માટે જ પેલી બાઇનો દૃષ્ટાંત કહી સંભળાવ્યો હશે."

મેં કહ્યું:–"તમે ગમે તેમ કહો, પણ મને તો તેમનો દુષ્ટ હેતુ દીવા જેવો દેખાઇ આવે છે, તેમના મનમાં તો હું માણેકલાલની સ્ત્રી માફક સોનું મેળવું એવું જ છે."

પતિએ કહ્યું:–"તું તો ગાંડી થઇ ગઇ છે. શું મારી મા તને દુરાચરણ કરવાનું કહે ? અને પોતાના જ પુત્રનો ઘરસંસાર બગાડે ?"

તેમની આ વાત સાંભળી હું ચુપ બેસી રહી.

આઠ દસ દિવસ બાદ સાસુ દર્શન કરવાને બહાર જવા લાગ્યાં તે વખતે મને પણ તેમણે સાથે લીધી. બે ત્રણ દેવસ્થાનોએ દર્શન કર્યા બાદ અમે ઘેર પાછાં ફરવા લાગ્યાં. રસ્તામાં જગમોહન શેઠનું ઘર આવતું હતું ત્યાં જઇ તેમણે નોકરને કહ્યું કે, દીવાનખાનું ઉઘાડી દે."

નોકરે દીવાનખાનું ઉઘાડયું અને અમો સાસુ વહુ તેમાં દાખલ થયાં. દીવાનખાનાનો ઠાઠમાઠ કાંઇ ઓરજ હતો. હાંડી, ઝુંમરો, અનેક પ્રકારની તસવીરો દરેક ઠેકાણે લગાડી દીધી હતી. અમે તસવીરો જોવા લાગ્યાં. એટલામાં જગમોહન શેઠ ત્યાં આવ્યા અને પલંગ પર બેઠા એટલે મારી સાસુએ કહ્યું– "જુઓ, આ અમારી નવી વહુ."

"એમ કે ! સારી દેખાય છે. પણ પહેલી એના જેવી આ ગરમ છે કે નરમ ?"

સાસુએ કહ્યું–"ના, તેઓના જેવી નથી. મુઈ રાંડ કેવી ખુંટીયા જેવી હતી. આતો બિચારી ગરીબ ગાય જેવી છે ! મારા એક પણ શબ્દનું ઉલ્લંઘન કરતી નથી."

"ઠીક છે ત્યારે સારી હોય તો સારૂં. તમારૂં કામ પણ સારૂં થશે."

ત્યાર પછી જગમોહન શેઠ મને મારૂં નામ પૂછયું, પણ હું તો એટલી બધી શરમાઇ ગઇ હતી કે, એક શબ્દોચ્ચાર પણ કરી શકી નહિ એટલે સાસુએ કહ્યું:–"તમારાથી શરમાય છે. એકવાર શરમ છૂટી જશે એટલે પોપટની માફક બોલ્યા કરશે. પછી તો તમનેજ તેના બોલવાનો કંટાળો આવશે !"

"વારૂ, આવ્યાં છો તે કંઇક ચા પાણી તો લેતાં જાવ." એટલું કહી તેમણે નોકરને હાક મારી અને સ્ટવ સળગાવવાનું કહ્યું. નોકર ચા તૈયાર કરીને લાવ્યો એટલે શેઠ ફળના કરંડીયામાંથી દાડમ, અંજીર, મોસંબી વગેરે ફળો કહાડી ખાવા આપ્યાં. હું તો તેને હાથ લગાડવાને પણ ઇચ્છતી નહોતી; પરંતુ સાસુએ ખાવા માંડયાથી મારે પણ નિરૂપાયે થોડુંક ખાવું પડયું. ચા પીધા પછી સાસુને "ઘેર ચાલો" એમ મેં ઇશારત કરી.

એટલામાં સાસુએ શેઠને કહ્યું:–" અમારી નવી વહુ આવી છે, તેને તમારા ઝવેરાતના દાગીના તો બતાવો ? "

શેઠે તરત તીજોરી ઉઘાડી અને હીરા-મોતીના દાગીનાનો એક મખમલનો દાબડો કહાડી સાસુના મ્હોડા આગળ મૂક્યો. સાસુએ તેમાંનો એકે એક દાગીનો કહાડી મને બતાવવા માંડ્યો. મને આ દાગીના જોવાનો કંટાળો આવ્યો હતો અને ઘેર ક્યારે પહોંચું એમ થયા કરતું હતું, પણ શરમને લીધે બોલવાને હિંમત ચાલતી નહોતી.

દાગીના જોઈ રહ્યા બાદ સાસુ ઘેર જવાને ઉઠયાં એટલે શેઠે એક મોતીની માળા પોતાના હાથમાં લીધી અને મારી ડોકમાં પહેરાવતાં મારા વક્ષસ્થળ પર પોતાનો હાથ નાખવા પ્રયત્ન કર્યો પણ હું ચેતી ગઈ એટલે તરત જ પાછળ હટી ગઈ અને તેની માળા ડોકમાંથી કહાડી દીવાનખાનામાં ફેંકી બહાર આવીને ઉભી રહી.

ઘેરે આવતાં રસ્તામાં તેમણે મને ઉપદેશ આપવા માંડ્યો– " અરે માળા એમ નાખી દેવાય ! શેઠનું અપમાન કરાય ? તેના જેવો પૈસાવાળો આખા શહેરમાં કોઇ નથી. સમજી !"

" તેમાં આપણે શું ? " મેં સહજ ગુસ્સાથી કહ્યું.

" આપણે શું ? એટલે ! તેનોજ આપણને ખરેખરો આશ્રય છે. તારા પહેલાંની બે વહુઓએ મારા વિરૂધમાં કુભાંડ રચવામાં કાંઈ બાકી રાખ્યું ન હોતું, પણ તેની મદદ હતી તોજ આપણે પાર પડ્યાં, અને લોકોના મ્હોડા પર ધૂળ પડી ગઇ. નહિ તો જગત્‌માં મ્હોડું દેખાડવાને પણ જગ્યા રહેત નહિ. એક વખત તેમના મનમાં આવ્યું તે કામ હજારોનો ખર્ચ થાય તો પણ તે પુરૂં કર્યા સિવાય રહેતા નથી. થોડા વખત પહેલાં જ એક નગરશેઠની છોકરી તેમને ત્યાં આવતી જતી હતી ત્યારે

પચાસ હજારનો ચંદ્રહાર તેને બક્ષીસ આપી દીધો હતો !"

મેં કહ્યું–"તેણે તેની પાસે જખ મારી હશે એટલે આપ્યો હશે તેમાં આપણે શું ?"

"વાહ, વહુ, તું પક્કી તો બગાબર છે. શા માટે આપ્યો હશે, તે તુ બરાબર જાણી ગઈ ! મેં તો માત્ર તેના દિલદાર-પણાની વાત તને કરી સાભળવામા આપણું શું જાય છે ?"

અમે આમ વાતો કરતાં ચાલ્યાં જતાં હતાં એટલામાં ઘર આવ્યું એટલે નિત્ય નિયમ મુજબ સૌ સૌને કામે લાગી ગયાં.

મારા મનમાં તો એમ થયા કરતું હતુ કે, ક્યારે રાત પડે અને આ હકીકતથી પતિને વાકેફગાર કરૂં. રાત પડી. અમો પતિ-પત્નીની મુલાકાત થઇ તે વખત આજે દિવસના બનેલી બધી હકીકત સવિસ્તર કહી સંભળાવી એક અક્ષર પણ તેમનાથી મેં ગુપ્ત રાખ્યો નહિ અને કહ્યુ કે, જગમોહન શેઠના રંગઢંગ ઉપરથી મારી ખાત્રી થઇ ગઈ છે કે, તમારી પહેલી બે પત્નીઓ અને સાનુકૂળતા અણબનાવનુ જ આજ કારણ હોવું જોઇએ."

પતિએ કહ્યું:–"તું ગાડી છે તે બન્ને એટલી તો હઠીલી અને કજીયાખોર હતી કે, મારી માનું કહ્યુ જરા પણ કરતી નહોતી. અરે, મારી સાથે પણ હઠ કરવાની તેઓને ટેવ પડી ગઈ હતી."

"હશે, પણ હવેથી હું કોઇ દિવસ જગમોહન શેઠને ત્યા નહિ જાઉ."

"જવામાં શું વાંધો છે ? તે આપણા સગા થાય છે. તેમના ઘર સાથે આપણે સારી ઘરવટ છે એટલે બાની સાથે જવામાં કાંઇ વાંધો નથી. તે તેને અવિચારી કામ કરવા દે જ નહિ. તારા સામે કુદૃષ્ટિ કરનારને તો પછી ભલેને તે ગમે તેવો

શ્રિમંત હોય, પણ ફજેત કર્યા સિવાય મારી બા છોડે એવી નથી.”

“ભલે તમારે ન માનવું હોય તો ન માનો, તમારી માતા તરફ તમોને અંધવિશ્વાસ બેસી ગયો છે એટલે અત્યારે હું જે કાંઈ કહીશ, તે તમે માનવાના જ નથી. વારુ, પણ હું સાસુજી સાથે તેમના ઘેર ન જાઉં તો ન ચાલે?”

“નહિ ચાલવાને શું વાંધો છે? ત્યાં જવાનો પ્રસંગ જ કયાંથી આવશે. લગ્ન થયા બાદ આજે જ એક વખત જવાનું થયું ને? માટે હવેથી તે તને તેમને ત્યાં જવાનું કહે, તો મને જણાવજે. હું બાને કહી દઈશ કે, તમારે જવું હોય તો જાવ, પણ આને તેડી જતાં નહિ. તું તેમને નકાર ભણીશ તો તારા પર ગુસ્સે થશે અને નકામો ઘરની અંદર કજીઓ ઉત્પન્ન થશે. થોડા વખતમાં જ હું એક યુકિત શોધી કહાડું છું અને તને ત્યાં લઈ ન જાય એવો બંદોબસ્ત કરું છુ. પછી તો કાંઈ વાંધો નથીને?”

“ના, આપનું આટલું અભિવચન મળ્યું એટલે હવે હું કાંઈથી ડરતી નથી.”

* * *

આ વાતને બે મહિના થયા બાદ હું ગર્ભવતી થઈ અને દિવસો પૂરા થતાંજ મને એક કન્યારત્નની પ્રાપ્તિ થઈ. મારા સસરાજીને અત્યાનંદ થયો કારણ કે, પુત્રની બે પત્નીઓ ગુજરી ગઈ હતી એટલે વૃધ્ધાવસ્થામાં પણ પોતાને ત્યાં પૌત્રીનો જન્મ થતાં જ એમને તો જીવન સાર્થક થયું એમ જણાવા લાગ્યું, જ્યારે સાસુજીની વાત કોઈ જુદી જ હતી. તેઓ તો બડબડતાં કે, આટલી નાની વયમાં છોકરાં થાય એ સારું નહિ. તેથી સ્ત્રીઓના શરીરની ખરાબી થાય છે. એક બે છોકરાં થતાંજ શરીરનું

સ્વાસ્થ્ય બગડી જાય છે અને જુવાની ચાલી છે.

તેમનો આવો મત હોવાથી તેમણે એક વાર પણ મારી પુત્રીને હાથમાં લીધી નહિ, તો પછી નવડાવે ધોવડાવે તો કયાંથી જ! હું ગર્ભવતી હતી ત્યારે તેમણે એક બે વખત મને કહી સંભળાવ્યું હતું કે, "ચાલ દર્શન કરી આવીએ." પણ તેમની સાથે હું ગઇ નહોતી એટલે તે દિવસથીજ તેમણે મારા પર બરાબર ખાર રાખવા માંડયો હતો.

જ્યારે હું સુવાવડમાં હતી ત્યારે જગમોહન શેઠ બે ત્રણ વાર મારી ખબર પૂછી ગયા હતા. આ વખતે તે એવી સંધી જોઇને આવતા કે ઘરમાં કોઈ માણસ હોય નહિ! હું તો મારી સુવાવડની ઓરડીમા બેસી રહેતી અને સાસુ તથા તે કલાક બે કલાક ગુપચુપ વાતો કરતાં બેસી રહેતાં અને જતી તે વખતે તે મારી ઓરડીમાં ડોકીયું કર્યા પછી જ જતા.

ત્રણ મહિના બાદ બાળકને લઈ હું એક દિવસ દેવદર્શને ગઇ. સાસુ પણ સાથે જ હતાં. અમે મંદિરમાં જઇએ છીએ ત્યાં તો જગમોહન શેઠ પણ અગાઉથી આવીને બેઠા હતા! તેમણે મારી સાસુને હાંક મારી અને કહ્યું–" આજ તો સાસુ-વહુ બન્ને દર્શને આવ્યાં છો! અમારૂં ઘર કયારે પાવન કરવું છે? વાહ! છોકરી પણ માના જેવી જ જણાય છે ને શું!"

"સાસુએ કહ્યું–" એકાદ દિવસ જરૂર તમરે ત્યાં આવશું." એટલું કહી દર્શન કરી પ્રદક્ષિણા ફરી અમે મંદિરની બહાર નીકળ્યાં ત્યાં સુધી તે અમારા તરફ એકી ટસે જોઇ રહ્યા હતો. જતાં જતાં સાસુએ તેને ઉદ્દેશીને કહ્યું–" કેમ એકાગ્ર ધ્યાનથી શું જોઈ રહ્યા છો? કોઇ દહાડો જોઈ નહોતી શું?"

સાસુના આ શબ્દો સાંભળી નીચું મ્હોડું કરી હસતાં હસતાં તે ચાલ્યો ગયો.

અમે ઘેર આવ્યાં. ત્યાર પછી આઠ દિવસે સસરાજીને અર્ધાંગવાયુનો ઉપદ્રવ થયો. રાતના પેશાબને માટે ઉઠયા અને ખાળની અંદર બેશુધ્ધ થઇને પડયા. સાવધ થયા પછી જોયું તો જમણું અંગ ખોટું થઇ ગયું હતું. ઘણા ઉપચારો કરવામાં આવ્યા પણ ફાયદો થયો નહિ. શબ્દો નોતડા બોલાવ્યા લાગ્યા. મળ મૂત્ર પણ ખાટલામાં કરવા લાગ્યા. તેમની મેં ઉત્તમ રીતે સેવા ચાકરી કરી. મારાં વખાણ હું મારા પોતાના મ્હોંડે કરતી નથી, પણ એક દિવસ સાસુને બોલાવી મારી સામે જોઈ તેમણે કહ્યું કે, "વહુ છે તો મારી બરાબર વ્યવસ્થા રહી છે. નહિ તો તારા હાથે તો નરકમાં ખદબદતા પડી રહેવું પડત."

આ શબ્દો સાંભળી તેમને ગુસ્સો ચડયો પણ પતિની અંત્યાવસ્થા જેવી સ્થિતિ જોઇ તે એક પણ શબ્દ બોલ્યા નહિ. આ વાતને બે ચાર દિવસ થઇ ગયા. એક દિવસ સાસુ તેમને બિછાનામાં ઉઠાડતાં હતા એટલે શરીરનો ઝોક ગયો અને તે નીચે પડયા. તરતજ બેશુધ્ધ થઇ ગયા. નાંક શીશી સુંઘાડી. આંખમાં આંજન આંજ્યું, માત્રાઓ ચટાડી, પણ શુધ્ધિ આવી નહિ. ડૉકટરે ઝાડો થવા માટે પિચકારી મારી, તે દવા પણ બહાર આવી નહિ. પિચકારી માર્યા પછી અડધાએક કલાકે તેમણે પોતાનો દેહ છોડી દીધો.

હવે મારી કમબખ્તીનો પાર રહ્યો નહિ કારણ કે મારો બધો આધાર તેમના પર હતો. સાસુજીની નજર તો મારા તરફ કરડીજ હતી એટલે તેમનો શબ્દ સાંભળતાં જ મારે શરીર વાળવુ પડતું અને છોકરીને સસરાજી પાસે સોંપી ઘર કામ માટે હું નિવૃત્ત થઈ શકતી હતી. આ દુઃખ હું જેમ તેમ સહન કરી લઉં એમ હતું; પરંતુ વિશેષ કાળજીનું કારણ તો એ હતું કે, તેમના મૃત્યુથી ઘર ઉઘાડું પડી ગયું હતું. પતિને તો કામકાજને

અંગે આખો દિવસ બહાર જ રહેવું પડતું હોવાથી અને કોઇ કોઇ વખત તો તેઓ રાતના બાર બાર વાગે આવતા હોવાથી આવા વખતે સસરાજીની મને સારી ધીરજ હતી.

અમારી જ્ઞાતિમાં કોઇ મરી ગયું તો તેની પછવાડે કાણુ-કુટણુ અને રડવાનો બહુ ખરાબ રીવાજ છે. કોઇ બેસવા-ઉઠવા કોઇ બરબરે આવે તેની સાથે રડવાનું અને કુટવાનું કામ આખો દિવસ ચાલ્યા કરતું હતુ. આની અસર મારી શરીર પ્રકૃતિ પર વિશેષ થઈ. કામકાજનો બોજો મારા શિર પર વધ્યો એટલે શરીરમાં દુધ પણ મુકાઇ ગયું અને છોકરીને વેચાતું લઇને પાવાનો વખત આવ્યો.

સાસુ તો ખુણામા જ બેસી રહેતા, પણ છોકરીને હાથ પણ અડકાડતા નહિ. તેના પર તેમને પહેલેથી જ પ્રેમ નહોતો અને વળી અધુરામા પૂરું હોય તેમ આરોપ મૂકયો કે, " આ રાંડ કર્કશાએ જ જન્મ લઈ મારા ધણીનો જીવ લીધો ! "

આવો આરોપ મૂકનાર સાસુ છોકરીને તો હાથ જ કેમ લગાડે ! અર્થાત ઘરમાં પછવાડે કાંઇ કામકાજ હોય અને છોકરી રડી રડીને મરી જતી હોય તો પણ મને બોલાવીને કહે નહિ કે, આને લે અને ધવરાવ. અસ્તુ. આવી રીતે સસરાજીના મૃત્યુ બાદ તેમણે સારી રીતે છોકરીનો દ્વેષ કરવા માંડયો હતો !

મને સંસારમાં આટલો બધો સંતાપ હતો છતાં એક વાતની મારા મનને શાંતિ હતી. મારા પતિનો મારા પર અત્યંત પ્રેમ હતો. તે માને પણ મીઠું બોલી ખુશ રાખતા અને મારા દિલની પણ શાંતિ કરતા.

સસરાજીના ગુજરી જવા પછી સાસુનાં મેણાં ટોણાં સાંભળવામાં અને કામકાજની ખટપટમાં સાત આઠ મહિના

નીકળી ગયા. આટલા વખતમાં ચાર પાંચ વખત જગમોહન શેઠ અમારે ત્યાં આવી ગયા હતા. હમેશાં તે રાતના વખતે જ આવતા અને નવ દસ વાગ્યા સુધી સાસુ સાથે ગપ્પા મારા પછી ચાલી જતા. કોઇ વખત દિવસના આવતા તો કલાક અર્ધો કલાક સાસુજી ઓરડીમાં અને તે ઓરડીના ઉમરા પાસે બેસી વાતો કરતા. આવી રીતે તેનો બેસવાનો હેતુ હું કામકાજમાં ઘરની અંદર ફરતી હોઉં ત્યારે મારો સામે નજર કરવાનો જ હતો. હું તેમનો આ મનોભાવ સમજી ગઇ હતી એટલે જેમ બને તેમ તેમની દૃષ્ટિએ ઓછીજ પડતી હતી. છતાં તે પણ નકટો થઇને આવતો હતો. સાસુ પણ હું તેમની દૃષ્ટિએ પડું એટલા માટે અનેક યુક્તિઓ યોજતી. કોઇ વખત કહે, પાણી લાવ, તો કોઇ વખત ચહા બનાવવાનું કહીને પણ મને તેમની પાસે એક બે વાર બોલાવ્યા સિવાય રહેતા નહિ.

એક દિવસ રાતના નવ દસ વાગ્યા સુધી તે બેસી રહ્યા હતા. મારા પતિ પણ ઘરમા હતા. તેમણે તેને પાનસોપારી અને બીડો પીવાને આપી. પછી તે પોતાને ત્યાં ચાલ્યા ગયો એટલે મેં કહ્યું–" આ પાજી આપણા ઘેર આવતો બંધ નહિ થાય ? હું તો તેની નજરથી બહુ ડરું છું."

પતિએ કહ્યું–" મને પણ તે અહીં આવે છે એમ ગમતું નથી, પણ શું કરીએ ? આપણે ઘેર આવવાની મનાઇ કેમ કરાય ? બાનો તે માસાનો દીકરો થાય છે એટલે પિતાજીના મૃત્યુને લીધે તેમની ખબર લેવાને માટે તે આવે છે. તેને ના કેમ પડાય ? પિતાજીની વરશી વાળવા બાદ બાથી બહાર નીકળાશે એટલે સ્વાભાવિકજ તે આપણે ત્યાં આવતો બંધ થઇ જશે. પછી તો તારે તેને ત્યાં કોઇ દિવસ જવાનું નથી. તું જોતી નથી ? પહેલાં હું રાતના અગીયાર બાર વાગે આવતો અને પિતાજી

ગુજરી જવા પછી નવ સાડા નવમાં ઘેર આવી જાઉં છું. તેનું કારણ જ એટલું છે કે, કદાચિત્ તે આવે તો પણ તેની સાથે બોલવાનો પ્રસંગ તને આવે નહિ એજ મારો મુખ્ય મુદ્દો છે. જેમ તેમ કરી થોડા દિવસ કહાડી લેવા જોઇએ."

મેં કહ્યું, "ઠીક છે ત્યારે આટલા ભેગા તેટલા દિવસ વધારે પણ મને તો ભય રહે છે કે, તમારી માતા અનુકુળ હોવાથી તમારી ગેરહાજરીમાં તે આવે અને મારા શરીર પર હાથ નાખે તો શું કરૂં? મને તો તેનો કાંઇ ભરોસો જણાતો નથી."

"તું કહે છે તે કાંઇ ખોટું નથી. તેમ કરવાને પણ તે ભૂલે એવો નથી. છતાં દિવસના આવુ કામ કરવાને તે હિંમત કરી શકે નહિ. કારણ કે, આજુ બાજુનાઓ તેનાં હાડકાં પાંસળા નરમ કર્યા વિના રહે નહિ. તું જરા બુમ મારે એટલેજ બસ છે" આમ વાતચિત કરી અમો બન્ને સુઇ ગયાં.

બીજે દિવસે તેમના કાકા બિમાર હોવાનો મુંબઇથી તાર આવ્યો અને તેમાં લખ્યું હતું કે, "જલ્દી આવો" કારણ કે, મારા કાકાજીને સંતતિમાં કોઇ નહિ હોવાથી તેમનાં મિલ્કતના વારસ અમેજ હતાં, ગાડીનો વખત થતાંજ તે મુંબઇ ચાલ્યા ગયા. જતી વખતે વધારે બોલવાને વખત મળ્યો નહિ છતાં મેં પૂછી જોયું "જલ્દી આવશો કે?" "હા. બે ત્રણ દિવસમાંજ પાછો આવું છું" એમ કહી તે મુંબાઇ ચાલ્યા ગયા. આ તેમની અને મારી છેવટની મુલાકાત હતી.

તે દિવસે જગમોહન શેઠ રાતના દસ વાગે અમારે ત્યાં આવ્યા અને માથું દુઃખે છે, માટે તારી વહુ પાસે ગરમ મસાલો નખાવી ચહા તૈયાર કરાવ એમ તેમની બ્હેનને કહ્યું.

સાસુજીનો હુકમ થતાંજ મેં ચહા તૈયાર કરી અને એક

કપ ભરી તેમના મ્હોડા આગળ મૂકયો. આ વખતે જણાઇ આવ્યું કે, માથું દુખવાનો તેમણે ઢોંગ જ કર્યો હતો. હું કપ મૂકવા તેમની પાસે ગઇ એટલે એક સરખી નજરે તે મારા સામું જોઇ રહ્યા હતા. એટલામાં મારા હાથની ચ્હા મળી એટલે તેમણે મારાં ખૂબ વખાણ કરવા માંડયાં. ચ્હા પીતાં અને ગપ્પા મારતાં રાતના બાર વાગી ગયા હતા એટલે તેમણે પોતાને ત્યાં જવાનું મુલતવી રાખ્યું અને ઓશરીમાંજ સુઇ ગયા. સાસુજી અને હું અંદરના ઓરડામાં સુતાં, પણ મને તો ઉંઘ આવતીજ નહોતી! એક વાગ્યો, બે વાગ્યા, પણ હું તો જાગતીજ પડી હતી. દિવસ આખો કામ કરીને થાકી ગયેલી હોવાથી અઢીના સુમારે કાંઇક આંખ મળી એટલે સાસુજીએ ઉઠીને દીવો હોલવી નાખ્યો અને બારણાની સાંકળ ઉઘાડી જગમોહન શેઠને અંદર આવવા કહ્યું. અંદર આવતાંજ તે મારા દિલ પર પડયા એટલે ગભરાઇને મેં ચોર ચોર એમ બૂમો પાડવા માંડી. તેમણે બળજબરીથી મારા મોઢામાં ડુચો દઇ દીધો મારાથી બોલી શકાયું નહિ. પછી શું થયું તેની હકીકત હું તમને કહી શકીશ નહિ. સાસુજી બહાર ઓશરીમા મેટેથી બોલતાં હતાં કે દીવો સળગાવને! કેમ બોલતી નથી? રાંડ દીવાસળી પણ મળતી નથી! આમ તેઓ પટપટારો કરતા હતાં એટલામાં જ્યારે તે ઉઠીને ઉભા થયા ત્યારે મારા બિછાનાની નજીકમાંજ મેં સંતાડી રાખેલ દીવાસળીની પેટી કહાડી મેં સળગાવી તો જગમોહન શેઠને ઘરની બહાર પલાયન કરી જતાં મેં જોયા!'

તેમને જતા જોઇ સાસુએ પૂછ્યું:—"કેમ, તારૂં કામ થયુંને? હવે ન્હાસે છે શેનો? આવ, અહિં, મારી પાસે બેસ, કોઇ જાતની બીક રાખીશ નહિ." એટલું કહી તેમણે મારા

સામું જોયું અને કહ્યું:–" દીકો હોલવી પરપુરૂષને પોતાની પાસે બોલાવીને પછી ચોર–ચોરની બૂમ શેની મારે છે ? તારીએ ફજેતી અને બીજાની પણ ફજેતી ! આ કાંઈ સારાં લક્ષણ કહેવાય નહિ! ઠીક ન, થવાની વાત થઈ ગઈ એટલે હું તને કાંઈ વધારે કહેતી નથી, કારણ કે યુવાનીમાં આવી ભૂલ ઘણાની સાથે થઈ જાય છે. માટે ડાહ્યા માણસે તો આબરૂનો વિચાર કરી ગુપચુપ બેસી રહેવું જ જોઈએ નહિ તો બીજાની ફજેતી કરવા જતાં પહેલાં પોતાનીજ થઈ જાય. માટે અહિં આવ અને મારી પાસે બેસ. હું આ વાતને કોઈને ખબર નહિ કરૂં."

સાસુજીના આ શબ્દો સાંભળી હું દિંગમૂઢ બની ગઈ મારા મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ. મારી આંખોમાંથી ચોધાર અશ્રુધારાઓ વહેવા લાગી. એટલામાં મારી છોકરી ઉઠી અને રડવા લાગી. સાસુજી તેને લઈ આવ્યાં અને મારી પાસે મુકી છોકરીના જન્મ પછી આજેજ પહેલ વહેલો તેમણે તેને હાથ લગાડયો. તેમણે મારો હાથ પકડી મને નીચે બેસારી અને છોકરીને ધવરાવવા કહ્યું હું તેને ધવરાવવા લાગી એટલે તેમણે મને ઉપદેશ આપતાં કહ્યું:–"જો, બન્નેની આબરૂને ધક્કો નહિ લાગે તે માટે આ વાત ગુપ્ત રાખવામાં જ સાર છે. તે સિવાય અડધી રાતે આપણા આશ્રયનું સ્થાન છે માટે તું જે માગીશ તે તને મળશે." એટલું કહી તેમણે જગમોહન શેઠ તરફ નજર કરી.

જગમોહન શેઠ બોલ્યા:–"હા, ખરી વાત. તે જે કાંઈ માગશે તે આપીશ અને તેની હોંશ પુરી કરીશ."

હું તો ગુપચુપ તેઓનું આ સંભાષણ છોકરીને ધવરાવતી સાંભળી રહી હતી. જતાં જતાં તે મારી નજીક આવ્યા અને

મારા ગાલપર થાપ મારી બોલ્યાઃ-"પ્યારી, તારા માટે જીવ આપે તેવો આ આશક છે. માટે રોજ મને સંતોષ આપીશ તો તને મોજ કરાવીશ."

તેના આ શબ્દો મારાથી સહન થયા નહિ એટલે છોકરીને મેં ખોળામાંથી નીચે મૂકી દીધી અને ભીંત સાથે મારૂં કપાળ અફાળતાં તેને કહ્યુંઃ-"મુવા, ચાંડાળ, અહિંથી ચાલ્યો જા અને તારૂં મોઢું કાળું કર. જો હમણાં નહિ જાય તો હું આપઘાત કરીને મરી જઇશ."

મારો ગુસ્સો જોઇને તે જરા પાછો હઠી ગયો. સાસુએ તેને ચાલી જવાની ઇશારત કરી. તેના જવા પછી બારણું બંધ કરી સાસુજી મારી પાસે આવ્યાં અને મારા અશ્રુ લુછી મને મનાવવા લાગ્યાં પણ હું તો કાંઇ બોલી નહિ આખરે મને નિરૂત્તર રહેલી જોઇ તેમણે કહ્યુ-"કેમ, જવાબ દે છે કે નહિ? આટ આટલું સમજાવીએ છીએ છતાં માનતી નથી? કહે તો તારા પગે પડીએ પછી કાંઇ?"

મેં કહ્યું-"હું જ તમારા પગે પડું છું. હવે બોલવું બંધ કરો અને મને નિરાંતે પડી રહેવા દો."

મને નહિ માનતી જોઇ તે એકદમ ફફડી ઉઠયાં અને બોલ્યાં-"રાંડ લુચ્ચી! બારણું ઉઘાડી પોતાના યારને ઘરમાં લીધો અને હવે સતી થવાનો ડોળ કરી કોઇની આબરૂ લેવા જાય છે? આ ઢોંગ ધતુરા મારી પાસે નહિં ચાલે. આવવા દે તારા વરને એટલે તારી ચામડી જ ઉતરાવું છું કે નહિ!" એમ બડબડાટ કરી તે પોતાના ઓરડામાં ચાલ્યાં ગયાં.

હું મારા બિછાનામાં જઇ વિચારવા લાગી કે, હવે મારે શું કરવું? આ રાંડ તો મીઠું મરચું ભભરાવી પતિ પાસે

એકની બે વાતો કરી કાન ભંભેર્યા સિવાય રહેશે નહિ! પોતાની સ્ત્રી વ્યભિચારીણી છે એવો સંશય લાવી તે મારૂં ખુન તો નહિ કરે? વળી વિચાર આવતો કે, ના. તેમની માતાના ગુણથી તે માહિતગાર છે. એટલે તે ગમે તેમ કહેશે પણ તેમને ખરૂં લાગશે નહિ. પુનઃ ત્રીજો જ વિચાર આવતો કે, હું ભ્રષ્ટ તો થઇને? એ વિષે તેમની પાસે ખરૂં બોલું કે ખોટું? હું જુલ્મથી જ ભ્રષ્ટ તો થઇ હતી. એ વાત સાચી માની તે મારો અંગીકાર કરશે? કહે છે કે સ્ત્રી માટીના વાસણ જેવી છે! એકવાર અશુધ્ધ થયા પછી તેને પુનઃ શુધ્ધ કરી શકાય કે નહિ? આ વિષેનો શાસ્ત્રાર્થ કોઇને પૂછવા જઇએ તો આપણા હાથે આપ-ણીજ ફજેતી! પાતિવ્રત્ય ભ્રષ્ટ થયું હતું, એટલે જગતને મ્હોડું બતાવવા જેવી મારી સ્થિતિ ન હોતી માટે પતિના આવતા પહેલાં અને દિવસ ઉગે તે પહેલાં જીવ દઇ બધી જંજાળમાંથી મુકત થઇ જવું મને યોગ્ય લાગ્યું. વળી વિચાર આવતો કે, હું ભ્રષ્ટ હોવા છતાં પતિ મારો ત્યાગ કરશે નહિ. અનિવાર્ય સંજોગોને લીધે ભ્રષ્ટ થનાર સ્ત્રીને શુધ્ધ કરી ન શકાય તો પછી તેને ધર્મ જ કેમ કહેવો જોઇએ? તે તો એક જાતનો અન્યાયજ કહેવાય.

આમ લાંબો વખત વિચાર કરી જોયા પછી આત્મહત્યાનો દોષ લાગે તો હરકત નહિ પણ સાસુજી અને જગમોહન શેઠને તો સેશન કમીટ કરાવી તેઓનાં પાપનું ફળ અપાવવું જ જોઇએ અને તે માટે જીવ દીધા વીના છુટકો જ નથી, એમ માની આત્મહત્યા કરવાનો મેં નિશ્ચય કર્યો.

એટલામાં મારી છોકરી રડવા લાગી તેને મેં લીધી અને છાતી સરસી ચાંપી. તે રડવા લાગી ત્યાં સુધી હું તો મારા મનોરાજ્યમાં જ ગુંગ થઇ ગઇ હોવાથી તેના વિષેના વિચારોનું

મને ભાન રહ્યું નહોતું. હું એકલી જ જીવ દેવાને તૈયાર થઇ ગઇ હતી, પણ છોકરીને રડતી સાંભળી હું શુધ્ધિમાં આવી અને તેની શી વ્યવસ્થા કરવી તેની વિચંચનામાં પડી. સાસુજી તો તેને હાથ પણ લગાડતાં નહોતાં. બીજું કોઈ ઘરમાં તેની ખબર લે એમ નહોતું. એટલે જેવી આપણી ગતિ તેવી તેની! હું આત્મહત્યા કરી મરી જાઉં અને પછવાડે એ રડી રડીને ઘર ગજાવી મૂકે એટલે સાસુને તરત જ મારી શોધ કરવાની ફરજ પડે તે કરતાં તે પણ મારી સાથે મરી જાય એમાં શું ખોટું? તે પણ મારૂં અંગ છે. વળી મારી ગેરહાજરીમાં તેના હાલ પણ થાય નહિ. રડી રડીને તેને મરી જવા સિવાય છુટકો જ નહિ. તે કરતાં મારી સાથે જ આવે તે મને યોગ્ય લાગ્યું. મને તેની દયા આવી. તેને મેં પુનઃ મારી છાતી સાથે ચાંપી તેના ગાલ પર બેશુમાર ચુંબનો લીધાં પછી તેને મારી કમરે બાંધી લીધી.

સાસુજીના ઓરડા તરફ મેં કાન માંડી જોયા. તે ઘોરતાં પડેલાં સાંભળ્યાં. એટલે પુનઃ હું મારા ઓરડામાં આવી. છોકરીને નીચે મૂકી અને થયેલી બધી હકીકતનો એક કાગળ લખી પતિની પેટીમાં મૂકી દીધો. તેવોજ એક બીજો કાગળ મારા ભાઇપર લખ્યો અને તેમાં લખ્યું હતું કે, "અમુક કારણને લીધે હું આત્મહત્યા કરૂં છું માટે જો તું મારો ભાઇ હોય તો આ કામમાં બે ગુન્હેગાર છે. એક સાસુજી અને બીજા જગમોહન શેઠ! આ બન્ને પર મારૂં વેર લેજે. મારૂં પાતિવ્રત્ય તેઓને લીધેજ ભ્રષ્ટ થયું છે અને તેને લીધેજ મેં આત્મહત્યા કરી છે. મારા હાથનો આ મૃત્યુપત્ર સરકારની અંદર પુરાવામાં કામ લાગશે"

આ બન્ને પત્રો લખાઇ રહ્યા બાદ પુનઃ મેં છોકરીને કમરે

બાંધી લીધી અને ઘર પછવાડેના કુવાપર ગઇ. પહેલાં મેં પતિનું સ્મરણ કર્યું, પછી સસરાજી, માતા પિતા, ભાઇ વગેરેનું સ્મરણ કરી ઇશ્વરનું નામ લઇ કુવામાં ઝંપલાવી દીધું.

મહારાજ, આવી રીતે મારાથી બાલહત્યા અને આત્મહત્યા થઇ છે, માટે આપને યોગ્ય લાગે તે શિક્ષા કરો. હું ભોગવવાને તૈયાર છું. એટલે કરૂણા નામની એક સ્ત્રી આગળ આવી અને પોતાનો જીવન વૃત્તાન્ત કહેવા લાગી.



# કરૂણાની આત્મકથા

યમદેવ ! આ હતભાગિની કરૂણાએ જગતની રંગભૂમિ ઉપર નાચી, કુદી, હસી અને કેટલીએ લીલાઓ કરી છે ! પરન્તુ અભિનેત્રીનાં જીવનના પ્રારંભમાં જે નિદારૂણ ઘટનાઓ સંઘટિત થઇ હતી, તેની દુ:ખમય સ્મૃતિ આજે તાજી થતાં મારૂં હૃદય કંપી ઉઠે છે. તે બીનાનું હું અહિં આપને વર્ણન કહી સંભળાવું છું

હું કેવી રીતે નટી થવા ગઇ, તે જીવનવૃતાંત અહિં કહેવાની જરૂર નથી. તે એક સાધારણ બનાવ હતો. દુર્દમનીય ઇન્દ્રિયવૃત્તિને કાબુમાં નહિ રાખી શકવાથી એક લંપટની સાથે મેં ગૃહત્યાગ કર્યો, વેશ્યાલયમાં કેટલાંક વર્ષો વીતાવ્યાં ત્યાર પછી તે લંપટની પાસે તિરસ્કૃત થતાં સિનેમાનો આશરો લઇ નટીનો ધંધો શરૂ કરવા ગઇ. એ બધા બનાવોની પરંપરા કેમ ઉદ્‌ભવી એ ક્રમશઃ હું કહી બતાવું છું.

મહારાજ ! મુંબાઇ નગરીના એક અતિસંભ્રાન્ત નિષ્ટાવાન કુટુંબમાં મારો જન્મ થયો હતો. મારા પિતાશ્રી અને તેમના ભાઇઓ બધા એકત્ર રહેતા હોવાથી અમારો પરિવાર બહુ મોટો હતો. કાકા, કાકીઓ, તેમનાં પુત્ર-પુત્રીઓ વગેરેથી આખું ઘર ગાજી રહેતું. પરંતુ તે સૌ કરતાં મારા મોટાભાઇની મારા પર વિશેષ પ્રીતિ હતી. હમેશાં તે મને રમાડતા મને ખુશ રાખવાને પાણીને બદલે દૂધ હાજર કરતા. જ્યારે હું મોટી થઇ ત્યારે મારા મોટાભાઇ દરરોજ સાંજના મને ચોપાટી કિંવા બીજાં અન્ય-

સ્થળોએ દરરોજ ફરવા લઈ જતા. આમ આનંદમાં બાલ્યજીવન પસાર થવા લાગ્યું. જો કે મારો વર્ણ ગૌર નહોતો છતાં જે લોકો મને જોતા તેઓ મારી આંખો, નાક અને અંગસૌષ્ઠવની પ્રશંસા કર્યા વિના રહેતા નહિ. હું બાર વર્ષની થઈ ત્યારે મારા પિતાએ ઘણી જ ધામધૂમથી મારાં લગ્ન કરી દીધાં. તે દિવસનું ચિત્ર આજે પણ મારી નજર સામે તર્યા કરે છે અને તેની યાદ હૃદયને બાળી મૂકે છે.

લગ્ન પછી બે ત્રણ વર્ષ ખૂબ આનંદ પ્રમોદમાં વ્યતિત થયાં. પતિ મને પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ ચાહતા હતા. મારા વિના એક ઘડી પણ રહી શકતા નહિ–મારી પણ તેવી જ સ્થિતિ હતી એટલે પિતાને ત્યાં વારંવાર જઈ શકાતું નહોતું. કોઈ કોઈ વખત બપોરના વખતે પિતાને ત્યાં જતી, પણ સંધ્યાકાળ થયા પહેલાં તો ઘેરે આવી પહોંચતી હતી; પરંતુ મોટાભાઈ તો દરરોજ બે વખત મને મળવા આવતા અને તે વખતે ખાલી હાથે આવતા નહિ. મારા માટે કાંઈ ને કાંઈ ચીજ લાવ્યા વિના રહેતા નહિ. આવો ભાઈ કોઈ બહેનને મળ્યો હશે કે નહિ તેની હું કલ્પના પણ કરી શકતી નહોતી. આમ પતિ અને બંધુના પ્રેમની વચ્ચે મારું જીવન સુખમય વીતવા લાગ્યું.

મારા પિતાના ઘરમાં બાળ બચ્ચાંઓમાં મોટાભાઈ સૌથી મોટા હતા. મારાં લગ્ન પછી તેમની વારી આવી અને તેમને માટે કન્યાની શોધખોળ થવા લાગી. પિતાએ તેમના એક મિત્રની કન્યાને મોટાભાઈ માટે પસંદ કરી અને તેની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું. વસંત પંચમીનાં લગ્ન લેવાયાં. પંદરેક દિવસ પહેલાંથી સગાં વ્હાલાંઓ આવવાં માંડયાં અને આખું ઘર ગાજી રહ્યું. હું પણ મારા પિયરમાં આવી. ભાઈનાં લગ્ન

હોવાથી મારો આનંદ તો ગગનમાં પણ સમાતો નહોતો. સ્વામીનો વિરહ પણ હું ભુલી ગઇ હતી. મારી ચાલ ચલગત અને વાતચિત આનંદની ધારાઓ જ્યાં ત્યાં વર્ષાવ્યા કરતી હતી.

લગ્નને ત્રણ દિવસ બાકી હતા એટલામાં અકસ્માત એક વજ્રપાત થયો. મારે સાસરેથી ખબર આવ્યા કે, મારા પતિને ગઇ રાતથી સખત તાવ આવ્યો છે અને ત્યારના બેશુધ્ધિમાં પડયા છે. બચવાની આશા જરા પણ નથી! આ ખબરે અમારા આનંદનો ધ્વંસ કરી નાખ્યો. મોટાભાઇ મને લઇ મારા પતિ પાસે આવ્યા. તે દિવસ જેમ તેમ પસાર થયો છતાં પતિ હજી અચેતન અવસ્થામાં જ પડયા હતા. બીજે દિવસે દસ વાગે બધા આપ્ત ઇષ્ટને રડતાં મૂકી તેઓ સ્વર્ગમાં સીધાવી ગયા તે દિવસની સ્મૃતિ મારા જીવનમાં હું કયારેય ભૂલી નથી, હજી પણ મારી છાતીમાં અંકીત થઇ રહેલી છે.

મારા પતિનો મૃતદેહ મારા ખોળામાંથી છીનવી લેવામાં આવ્યો ત્યારે મૂર્છા ખાઇ હું ધરણી પર ઢળી પડી હતી. મને કોઇ જાતની સુધ-બુધ ન હોતી. મોટાભાઇ પણ તેજ સ્થળે હાજર હતા. તેમણે મારૂં માથું પોતાના ખોળામાં લીધું અને મને પવન નાંખી શુધ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવા લાગ્યા. મારા અશ્રુજળથી તેમનું હૃદય ભરાઇ આવ્યું. થોડા વખત પછી હું તેમના ખોળામાંથી બેઠી થઇ અને પોતાની શૂન્ય શય્યા તરફ નિર્નિમિષ દૃષ્ટિએ જોઇ કાષ્ટની પુતળીની માફક બેસી રહી. ત્યાર પછી હાથમાંથી બંગડીઓ કહાડી મેં ફેંકી દીધી. મોટાભાઇ આ બધું જોઇ રહ્યા છતાં એક શબ્દ બોલ્યા નહિ. પછી ખાલી હાથે ભાઇના ગળામાં હાથ નાખી હું ઉચ્ચસ્વરે રડવા લાગી. મારૂં હૃદય ફાટી જતું હતું. પતિની બધી ઉત્તર ક્રિયા થઇ ગઇ.

ખૂણો મૂકાવવાના બહાને પિતાને ત્યાં હું આવી. પતિના મૃત્યુને લીધે મને ખરાબ પગલાંની કહી શ્વસુરગૃહમાં બધાં મેણાં મારવાં કરતાં એટલે પુનઃ તેઓએ મને બોલાવી નહિ. માતા-પિતાને મારી દયા આવી અને કામને માટે મને પોતાને ત્યાં રાખી લીધી. પિતાને ત્યાં મારા દિલને જરા પણ ખોટું ન લાગે તેવી રીતે દરેક વર્તતાં અને મને રાજી રાખવાનો પ્રયત્ન કરતાં. અર્થાત્ આ નૂતન જીવનમાં સુખ માની દિવસો વ્યતિત કરવા લાગી. ખાવું-પીવું-હસવું-બોલવું એમાંજ આખો દિવસ ચાલ્યો જતો હતો એટલે પતિની યાદ થઇ આવતી તો પણ મોટા કુટુંબને લીધે મન બીજી બાજુ પરોવાઇ જતાં કાંઇક મનને શાંતિ રહેતી હતી, પરંતુ મોટાભાઇની સ્થિતિ તે દિવસથી જૂદીજ હતી! તેમના મ્હોંડા પરનું હાસ્ય ઉડી ગયું હતું. હમેશાં તે ગંભીર અને વિચારમગ્ન સ્થિતિમાં રહેતા હતા.

મારાં વૈધવ્યને લીધે ભાઇનાં લગ્ન અટકી પડયાં હતાં. ચાર છ મહિના બાદ પુનઃ લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થયો. તેના સસરા ઉતાવળ કરવા લાગ્યા; પરંતુ મ્હોટાભાઇના કાને જ્યારે તે વાત આવી ત્યારે તેમણે લગ્ન કરવાને માટે સાફ ના પાડી દીધી. માતા, પિતા, કાકા-કાકી વગેરેએ તેમને સમજાવ્યા, પણ તે એકના બે થયા નહિ. તે સ્થિર પ્રતિજ્ઞાની માફક અટલ રહ્યા. આખરે મેં જ્યારે તેમને વિનંતી કરતાં કહ્યું-" ભાઇ, મારૂં માન રાખીને પણ લગ્ન કરો." ત્યારે મારા મ્હોંડા સામે જોઇ ન્હાના બાળકની માફક તે ચોધાર આંસુએ રડી પડયા. હું હતબુધ્ધિની માફક તેમની સામે જોઇ રહી. રડતાં રડતાં જ તે મને છોડી પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. શા માટે તે લગ્ન કરવાને રાજી નહોતા એ વાત મારા સમજવામાં આવી ગઇ હતી! પારકી છોકરી ઘરમાં આવે તો મારૂં માન રહેશે નહિ એ

પુરુષોએ જ તેમણે લગ્ન નહિ કરવાની હઠ લીધી હતી. મારા લીધેજ ભાઇએ જીંદગીભર કુંવારા રહેવાની પ્રતિજ્ઞા કરી હતી.

આમ બીજાં બે વર્ષ નીકળી ગયાં. હું સંપૂર્ણ યુવતી થઇ ગઇ હતી. યૌવનના પુર બહારથી શરીર ખીલી નીકળ્યું હતું મારાપર અનેક પુરૂષોની નજર પડતી અને તેઓની સાથે દૃષ્ટિમેળાપ થતાંજ હું કંપી ઉઠતી હતી. આમ યૌવનની શરૂઆત મારા દિલને વિચળીત કરી રહી હતી એટલામાં એક દિવસ એક વિચિત્ર બનાવ બન્યો અને અમારૂં આખું કુટુંબ નામોશીના ગારમાં ડૂબી ગયું. અમારી બાજુમાં રહેતા એક ગૃહસ્થની બાળવિધવા વધૂને લઇ મોટાભાઇ ગૃહત્યાગ કરી ચાલ્યા ગયા હતા. બધાઓ ભાઇની નિંદા કરવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, આ વિધવાને લીધે જ તેણે લગ્ન નહોતાં કર્યાં. બાકી બહેનનું નામ તો ખોટું જ લીધું હતુ."

મને પણ ભાઇનાં આ વર્તનથી ગુસ્સો ચઢ્યો, તેના વિષે મારા મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયો. તેના લીધે મારા પિતાનાં કુળને કાલિમા લાગી હતી! પરંતુ તે વખતે સમજી શકતી નહોતી કે દેહની ક્ષુધા સર્વનાશનું મૂળ છે!

એકાદ મહિના પછી આ બધી વાત ઠંડી પડી ગઇ. એવામાં એક દિવસ મોટા ભાઇ ઘેરે આવીને ઉપસ્થિત થયા. તેમને એમ એકાએક આવેલા જોઈ પિતાજી ચિત્કાર કરી બોલી ઉઠ્યા–" કુલાંગાર ! તેં મારા કુળને કલંક લગાડ્યું છે. જગતમાં અમોને લોક નિન્દાનું પાત્ર બનાવ્યાં છે, માટે આવ્યો છે, તેવો જ ચાલ્યો જા."

ભાઇએ કહ્યું–" હું અહિં રહેવાને માટે આવ્યો નથી; પરંતુ કરૂણાને એક વાર જોવી છે. તેને મળીને તરત જ હું

ચાલ્યો જઇશ."

પિતાએ રૂક્ષ કંઠે કહ્યું–" નહિ, તેની સાથે પણ મળી શકાશે નહિ. બસ ચાલ્યો જા અહિંથી."

ભાઇ પિતાજીને પ્રત્યુત્તર આપી શક્યા નહિ. માત્ર વ્યથિત કંઠે બે ત્રણ વાર બૂમ પાડી. " કરૂણા–કરૂણા ! "

પરિચિત કંઠસ્વર સાંભળી હું ચમકી. હું તરતજ દોડી બહાર આવી. મને જોતાંજ ભાઇએ કહ્યું–" બ્હેન, તને જોવા માટેજ આવ્યો હતો " એટલું કહી પિતૃગૃહનો ત્યાગ કરી તે ચાલ્યો ગયો. હું દિગ્મૂઢ બની તેની સામે જોઇ રહી અને વિચારવા લાગી કે, ભાઇ શું મને ભૂલી ગયો ?"

બીજું એક વર્ષ પસાર થઇ ગયું. ભાઇ ક્યાં રહે છે, શું કરે છે, તેની મને કાંઇ પણ માહિતી ન હોતી. તેના માટે મારૂં હૃદય હમેશ બળ્યા કરતું હતું, પણ કોઇને હું એક શબ્દ પણ પૂછી શકતી ન હોતી. આમ કેટલાક દિવસો ગયા બાદ જે ભાઇની સ્થિતિ તેજ મારી સ્થિતિ થઇ ! યૌવનના અત્યાચારમાં દીવાની બની લોકલાજ અને કુટુંબકબિલાનો ત્યાગ કરી મેં પણ ભાઇનું અનુકરણ કર્યું. પિતાના કુળને ભાઇ અને બ્હેને કલંકનો ડાઘ લગાડી દીધો.

જેની સાથે ગૃહત્યાગ કરી હું નાસી ગઇ હતી તેની સાથે એક વર્ષ સૂધી જૂદાં જુદા સ્થળોએ ફરી. આ બધો વખત મનમાં થતું કે, ભાઇનો ક્યાંઇ પણ પત્તો મળે ? મને જોઇ ઘણુંયે મ્હોડું ફેરવી લે એમ ન હતું પરંતુ મારી આ આશા પૂર્ણ થઇ નહિ અને ભાઇનાં દર્શન થયાં નહિ.

જેની સહાયતાથી હું પાપના પ્રવાહમાં તણાતી હતી, તે મને એક દિવસે એક સિનેમા કંપનીમાં લઇ ગયો. તેની ઇચ્છા મને સિનેમા

નટી બનાવી ઉપજિવિકા ચલાવવાની હતી. તે વખતે મારી ઇચ્છા-અનિચ્છા કાંઇ પણ ચાલે એમ નહોતું કારણ કે, હું તેના સંપૂર્ણ કાબુમાં આવી હતી અને તે જેટલું પાણી પીવડાવે તેટલું પીવું પડતું હતું. મેં જો કે, સિનેમા નટી થવાને આનાકાની કરી, પણ તેણે માન્યું નહિ અને મને તેની ઇચ્છાને માન આપવું પડયું.

મને તે એક ફિલ્મ કું. માં લઇ ગયો. ડાયરેકટર સાથે તેણે વાતચિત કરી. મારૂં રૂપ અને ખીલતી જુવાની જોઇ દરેકની દાઢ ગળવા લાગી. મારો એક ફોટોગ્રાફ લેવામાં આવ્યો અને તે જોઇ હું સિનેમા નટીને લાયક હોવા છતાં તેણે વાંધા કહાડવા માંડયા. આંખો બરાબર નથી, શરમાઈ જાય છે, છુટથી કામ કરી શકશે નહિ એમ અનેક વાતો કહી સંભળાવી, છતાં રાતના દસ વાગે મેનેજરને ઘેર મળવા જવાનું કહ્યું.

અમો ફિલ્મ કું ની બહાર નીકળ્યાં એટલે એક એકટર જે મારા યારનો ઓળખીતો હતો તેણે કહ્યું—"દોસ્ત? ગભરાવાનું કાંઇ કારણ નથી. અવારનવાર મેનેજર અને ડાયરેકટરનું દિલ ખુશ કરતી રહેશે, તો કોઇ જાતનો વાંધો આવશે નહિ અને સારી ભૂમિકા મળવા સાથે લોકોની અંદર પ્રશંસાને પાત્ર નીવડતાં તારે ઘેરે ટંકશાળ પડયા સિવાય રહેશે નહિ."

તેની આ વાતથી મારા યારના મ્હોડામાં પાણી છુટયું. કારણ કે, તે તો કોઇ પણ ભોગે મને હથિયાર બનાવી પૈસાની પ્રાપ્તી કરવાનો ઇરાદો રાખતો હતો. તેણે મને ઘણી સમજાવી અને આખરે રાતના મેનેજરને ઘેર મળવા જવાને હું સંમત થઇ.

દસ વાગ્યા એટલે એક ભાડાની વિકટોરીઆ કરી તે મને

મેનેજરને ઘેર લઈ ગયો. મેનેજર હજી સુધી બહારથી આવ્યો નહોતો એટલે તે મને તેના દિવાનખાનામાં બેસાડી ચાલ્યો ગયો કારણ કે તે દિવસે આખી રાત હું ત્યાંજ રહેવાની હતી.

લગભગ અગીયારેક વાગે મેનેજર ટહેલતો ટહેલતો ડાયરેક્ટરની સાથે આવ્યો. ડાયરેક્ટરે મને બેઠેલી જોઇ મેનેજરને કહ્યું, "દોસ્ત ! નવું પંખીડું આજે મળી ગયું છે. આજે તમે મોજ કરી લ્યો. કાલે આપણી વાત. પછી રાખવાનું નકકી કરીશું." એટલું કહી તે ચાલ્યો ગયો.

મેનેજર કપડાં ઉતારી હું જે સ્થળે બેઠી હતી ત્યાં આવી પહોચ્યો. મારૂં મુખ અનાવૃત્ત હતું એટલે અમો ઉભયની દષ્ટોદષ્ટ મળી. હું ભયથી એક ચીસ પાડી બેભાન થઇ તેજ જગ્યાએ ફસડાઇ પડી હતી. કારણ કે, જે ભાઇના લાડમા હું ન્હાનપણથી ઉછરી હતી તે ભાઇની પાસેજ એક વેશ્યા તરીકે હું ઉપસ્થિત થઈ હતી ! કુદરતનો કેવો વિચિત્ર ફટકો !

જ્યારે હું જાગ્રત થઇ શુધ્ધિમાં આવી ત્યારે મેં શું જોયું ? મારી બાજુમા જ મારો ભાઇ મૃત્યુ સ્થિતિમાં પડયો હતો. તે ડચકાં ખાતો ડાંઇ લગ્યા કરતો હતો. 'બ-હે-ન મા—ફ કરજે. આ અઘોર પાપનું ફળ ભોગવવા ઇશ્વરના દરબારમાં ચાલ્યો જાઉં છું !

તેની આવી સ્થિતિ જોઇ હું ગાંડા જેવી થઇ ગઈ. મેં પણ હવે જીવીને શું કામ છે ? એમ માની તેણે પીધેલા ઝેરનો બાકી રહેલો અવશેષ હું પી ગઇ અને તમારા દરબારમાં આવી પહોંચી છું."

મહારાજ ! સમાજે મારા જેવી બાળવિધવાઓને લગ્ન કરવાનો અધિકાર આપ્યો હોત તો શું હું મારા યારને લઇ

ભાગી જાત ? મારા યારે મને જબરદસ્તીથી મેનેજર પાસે મોકલી ન હોત તો વેશ્યાવૃત્તિ કરવા એક ભાઈની પાસે બહેનને જવું પડત ? આ બધાનો વિચાર કરી મને જે ન્યાય આપવો હોય તે આપો, હું આપની સજા સહન કરીશ

એટલું કહી રેણુકા નીચે બેસી ગઈ એટલે સુન્દર નગરનો સુન્દરદાસ નામનો માણુસ ઉઠીને ઉભો થયો અને પોતાનો જન્મવૃત્તાંત કહેવા લાગ્યો.



# સુંદરદાસની આત્મકથા



યમદેવ! હું સુંદરનગરનો રહેવાસી છું. અમારા ગામની ખ્યાતિ એવી છે કે, ત્યાં કુરૂપ માણુસો ઉત્પન્ન થતાંજ નથી. એક કરતાં એક સરસ માણુસો મળી આવી છે. અમારા ગામના સ્ત્રી–પુરૂષોનું સૌન્દર્ય જોવા માટે ઘણુા દૂર દેશના લોકો પણ આવતાં. મારાં માતા પિતા બહુ જ સુન્દર હતાં. તેમની વૃધ્ધાવસ્થામાં મારો જન્મ તેમને ત્યા થયો હતો. વૃધ્ધાવસ્થામાં થયેલા પુત્ર જન્મની ખુશાલીમાં તેમને સેંકડો ગરીબ લોકોમાં દાન ધર્મ કર્યું અને ઘેરે મોટો ઉત્સવ હોય તેવી ખુશાલી દર્શાવી આખા ગામમાં તેમણે સાકર વહેંચાવી. મ્હોટા મ્હોટા શ્રીમંતોને ત્યાં પણ લગ્નકાર્યમાં ખર્ચ ન થાય તેથી વિશેષ ખર્ચ તેમણે કર્યો. મારા પિતા ગર્ભશ્રીમંત હતા એટલે વૃધ્ધાવસ્થામાં પુત્રમુખ દર્શન થાય એટલે શેની જ બાકી રાખે! તેમના મનમાં થતું કે પુત્રનાં લગ્ન થતાં સુધીમાં આપણે જીવતાં હોઇશું કે નહિ, એ વિચારે પુષ્કળ ઠાઠમાઠ તેમણે મારા જન્મ વખતે કર્યો.

મારૂં રૂપ ઘણું જ મનોહર હતું એટલે મારૂં નામ સુન્દરદાસ પાડવામાં આવ્યું. જે સ્ત્રી–પુરૂષો મને જોવા આવતાં તેઓ મારા સામે એકીટસે જોઇ રહેતાં અને મારા ગાલ પર ચુમી લઇ આંગળાં મારી મને હસાવવાનો પ્રયત્ન કરતાં. મારી મા કહેતી કે, “ ભાઇ! બાળપણુમાં તારી બહુ ચિંતા રાખવી પડતી હતી કારણ કે આવા સ્વરૂપ સુન્દર બાળકને જોઇ દરેકને રમાડવાનું મન થઈ જતું હતું. તેમાં સારી ખોટી દૃષ્ટિનાં માણુસો પણ

આવતાં એટલે તેમાંના કોઇની તને નજર પણ ન લાગે એ માટે બહુ કાળજી રાખવી પડતી હતી.

દૈવની કહો કે પછી દેવની કહો, તેની કરણીનો કોઇ પાર પામી શકતું નથી. મારા માતા પિતા જો કે વૃધ્ધ અને અશક્ત હતાં છતાં તેમની હયાતીમા જ હું સોળ વર્ષની ઉમરનો થયો અને મારૂં લગ્ન પણ થઇ ગયું. જો કે, હું ગર્ભશ્રીમંતનો અને એકનો એક છોકરો હોવાથી ઘણા લાડ કોડમાં ઉછર્યો હતો, તો પણ તેમના વિચારો ઉત્તમ હોવાને લીધે તેમણે મને સારૂં શિક્ષણ આપ્યું હતું. વળી ઘેરે શિખવવાને માટે એક ચિત્રકારને પણ રાખ્યો હતો. તેણે મને ચિત્રકળા શીખવી ઉત્તમ રીતે તૈયાર કર્યો હતો. તે વખતનાં મારાં ચિત્રો જોઇ અત્યારે પણ મોટા મોટા ચિત્રકારો મ્હોડામાં આંગળી નાખી જાય છે!

લગ્ન થયા બાદ ઘરનો બધો કારભાર મેં ઉપાડી લીધો. મારા પિતાશ્રી બહુ ધર્મશીલ હતા, અને સરકારી કામકાજથી બહુ ડરતા હતા. તે ડરી ડરીને જ પોતાનો વેપાર કર્યે જતા હતા. દીવાળી અને તેવાજ બીજા પ્રસંગોએ અમારા ગામના સરકારી અધિકારીઓને ખુશ રાખવા તે હંમેશાં ભેટ સોગાદો મોકલ્યા કરતા હતા. સુન્દર નગરમાં આવી જતા સરકારી અધિકારીઓમાંથી એક પણ એવો અધિકારી નહિ નીકળે કે જેને મારા પિતા તરફથી કોઇ પણ બક્ષીસ મળી નહિ હોય!

તો પણ કેટલાક દુષ્ટ અધિકારી નોકરો મારા પિતાનાં બ્હીકણપણાંને લીધે ઘણો ગેરલાભ લઇ જતા હતા.

તેમની વિરૂધ્ધ એકાદ બનાવટી તાગડા ઉભા કરી તેમને જવાબ આપવા માટે અધિકારીઓ પાસે બોલાવવામાં આવતા અને બે ચાર ધક્કા ખવડાવી તેમને હેરાન કરતા એટલે તેઓ કંટાળીને તેમને કહેતા કે, " મહેરબાન પાંચ–પચાસ રૂપિયા

જોઇતા હોય તો લ્યો, પણ આ ધક્કા ખાવામાંથી મુક્ત કરો. દસ વાગે કોર્ટમાં હાજર થવાનું અને રાતના સાત કે આઠ વાગે અધિકારીની લ્હેર લાગે ત્યારે ઘેરે જવાની રજા! એ કયાંનો ન્યાય! આ તો એક પ્રકારની કેદ જ ગણી શકાય માટે મને આવી કેદમાં રાખી હેરાન કરો નહિ." એમ તેઓ હંમેશાં કહ્યા કરતા. અલ્પ સંતાપી અધિકારીઓ તો જે મળ્યું તે લઇ તેમને છોડી દેતા પણ મોટા અધિકારીઓની વાત જ જૂદી હતી!

એક દિવસ અમારા ગામના ફોજદારની બદલી થઇ અને તેની જગ્યાએ બીજો ફોજદાર આવ્યો. તે એટલો તો ક્રૂર અને લોભી હતો કે, તેની સીમાજ નહિ! જૂદી જૂદી જાતના પ્રસંગો ઉપસ્થિત કરી તેણે મારા પિતાશ્રી પાસેથી લગભગ પાંચસો રૂપિયા પડાવ્યા, તો પણ તેના મનનું સમાધાન થયું નહિ.

એક દિવસ તે મારા પિતાશ્રી પાસે આવ્યો અને હું ત્યાં બેઠો હતો તે વખતે તેણે તેમને કહ્યું-"બીજા પાંચસો રૂપિયા આપો એટલે આજ પછી કોઇ દિવસ હું તમારૂં નામ પણ લઇશ નહિ. જ્યાં સુધી હું અહિં નોકરી પર હોઇશ ત્યાં સુધી તમને કોઈ જાતનો ત્રાસ પડશે નહિ."

પિતાએ કહ્યું-"સાહેબ! અમે કોઇની લપન છપનમાં નથી. મેં કોઇ દિવસ કોઈના પર દરબારમા ફરિયાદ કરી નથી છતાં તમારા સંતોષ ખાતર પાંચસો રૂપિયા આપ્યા તો પણ તમારી ભૂખ તો ભાંગતી જ નથી! માટે હું તમોને વચન આપું છું કે, તમે જ્યાં સુધી અહિં હો ત્યાં સુધી મને હયરાન નહિ કરો તો આપની બદલી થશે, ત્યારે બીજા પાંચસો રૂપીઆ આપીશ! હમણાં મારી પાસે કાંઈ સિલકમાં નથી, તેમ આપવાની પણ ઇચ્છા નથી!"

ફોજદાર બોલ્યો-"ઠીક છે, વિચાર કરી જૂઓ. મારી

જાવ તો ઠીક નહિ તો પાંચસોને બદલે પાંચહજાર તમારી પાસેથી ન કઢાવું તો મારૂં નામ......ફોજદાર નહિ." એટલું કહી તે ગુસ્સાંમાં ને ગુસ્સામા અમારે ત્યાંથી ચાલ્યો ગયો.

પિતાશ્રી તેને હાક મારીને પાછો બોલાવવા લાગ્યા, પણ મેં કહ્યું, "જવા દોને એવા હલકટ કુતરાથી શા માટે આટલું બધુ ડરવું જોઇએ? તે શું કરી લેવાનો છે?"

-પિતાશ્રી બોલ્યા-"આવા હલકા નોકરોથી હું બહુ ડરૂં છું. કોઇ વખતે તેઓ કેવું કુભાંડ રચી આપણો ઘાત કરે તેનું નિશ્ચિત કહી શકાય નહિ. જા, પાંચસો રૂપિયા આપી આવ અને તેનું મ્હોડું એક વાર કાળું કર કે, હંમેશની પંચાતમાંથી છુટીએ."

મેં કહ્યું–"પિતાજી, એવા લાંચીયા અમલદારોને આપણે જ ઉત્તેજન આપીએ છીએ. માટે વખત આવશે તો બીજા રસ્તે હજાર ખરચશું પણ તેને તો એક પાઈ પણ આપવા નહિ દઉં. તમારા બીકણ સ્વભાવને લીધે જ આ લોકો આટલા બધા ચડી ગયા છે અને તમોને હર પ્રયત્ને હેરાન કરી રૂપિયા પડાવ્યે જાય છે! બાકી ગામમાં તો કોઇ તેમને પાંચ રૂપીયાનો માલ પણ ઉધાર આપતું નથી!"

પિતાએ કહ્યું-"ભાઈ, ત્યારે તારૂં તું સંભાળ. તારામાં હિંમત હોય તો તેની લાંચિઆ વૃત્તિની ખોડ ભૂલાવી દે. હવે તું ઉમર લાયક થયો છે, માટે બધો સંસાર સંભાળી લે. અમે તો આવતી કાલે જ જાત્રાએ જવાનો વિચાર કર્યો છે."

મેં કહ્યું–"પિતાજી, ઘણી ખુશીથી તમે જાત્રાએ જાવ. અહિંની કોઇ જાતની ફિકર કરશો નહિ. આવા અધિકારીઓનો તો હું બરાબર માથાનો થઇને રહીશ."

અમારી આમ વાતચિત ચાલતી હતી, એટલામાં અમારા

મુનીમ આવ્યા. તેમને પિતાશ્રીએ જાત્રાએ જવાની વાત કરી અને મારી ભલામણ કરતાં કહ્યું કે, "સુન્દર હજી યુવાન છે, પુખ્ત વિચાર અને પ્રૌઢપણું તેનામાં આવ્યું નથી, માટે તેને હું તમારે સ્વાધીન કરી જાઉં છું."

બીજે દિવસે આઠ દસ સગાવ્હાલાંને લઇ મારા માતા પિતા જાત્રાએ ચાલ્યાં ગયાં.

આ બાજુ ફોજદારે પણ નવો નાગડો રચી રાખ્યો હતો. પિતાશ્રીને જાત્રાએ જવાને એક મહિનો થઇ ગયો હતો. આ અરસામાં મારા રસોયાને અને ઘરમાં કામ કરવાવાળા માણસને ફોજદારે ફોડી પોતાને અનુકૂળ કરી લીધાં હતા. એક દિવસ રાતના વખતે મારા ઘરના બારણાંની કડી ઉઘાડી રાખવાની તેણે તેઓને ગુપ્ત રીતે ખબર પહોંચાડી. માણસે ફોજદારના ભયને લીધે મારૂં બારણું ઉઘાડું રાખ્યું એટલે રાતના બાર વાગે તેણે મારા ઘરમાં એક યુવાન સ્ત્રીનું મડદું ગુપચુપ મૂકાવી દીધું.

પ્રભાત થતાં મારા ઘર પર પોલીસ દરોગો પાડ્યો અને ઘરને ઘેરી લીધું. આખા ગામમાં હાહાકાર થઇ ગયો. આઠ વાગે પોલીસ તપાસ માટે પોલીસ ઇન્સપેકટર સાહેબની સવારી આવી પહોંચી.

ઘરનાં બધાં માણસો ગભરાઇ ગયાં. વડા મુનીમ તો આશ્ચર્યથી દિંગમૂઢ થઈ ગયા કે, શેઠ જાત્રાએ ગયાને એકાદ મહિનો માંડ થયો હશે એટલામાં આ આપત્તિ શી આવી પડી! મારી સ્ત્રી તો ભયથી ગભરાઇને થરથર ધ્રૂજવા લાગી.

મેં તેને આશ્વાસન આપતાં કહ્યું—"તું બિલકુલ ડરીશ નહિ. સાચને આંચ બિલકુલ લાગવાની નથી. આ બધું પેલા લાંચખાઉ ફોજદારનું નીચ કૃત્ય છે. હું તેને એક પાઈ પણ

ખાવા દઈશ નહિ." એટલું કહી તેને શાંત કરી હું ઘરના ઓટલા પર આવ્યો.

ફોજદારે મને અને મારા ઘરના માણસોને એક બાજુ બેસવાનું કહ્યું અને એક બીજા સાથે વાતચિત નહિ કરવાની તાકીદ આપી. પોલીસ ઇન્સપેકટર અને તે એક બાજુ જઇ આસ્તે આસ્તે વાતો કરવા લાગ્યા. તેઓ શી વાતચિત કરતા હતા, તે સંભળાતી નહોતી, છતાં તેની મુખચર્યા અને હાવભાવ ઉપરથી તે શું કહેવા માગતો હતો, તે સ્પષ્ટ જણાઈ આવતું હતું. તેની બધી નજર મારા પર હતી. પોલીસ ઇન્સપેકટરની નજર ચુકવી તે મારા તરફ દષ્ટિપાત કરતો અને સાનમાં કહેતો કે, "કેમ, જોયું મારૂં પરાક્રમ ?"

આ વખતે મારા મુનીમે ઇસારતથી મને પૂછ્યું કે, "આવેલા કુતરાઓને એકાદ ટુકડો નાખી સમાધાન કરી દઉં ?"

પરંતુ મેં પ્રત્યુત્તરમાં તેને સ્પષ્ટ જણાવી દીધું કે, "જે થાય તે જોયા કરો. તમે બિલકુલ ડરતા નહિ. આ કેસથી આપણો એક વાળ પણ વાંકો થવાનો નથી !"

પોલીસ ઈન્સપેકટરે તે મડદું પહેલાં પંચને બતાવ્યું અને તેઓની જુબાની લઈ વધુ તપાસ માટે ડૉકટર પાસે રવાના કર્યું. ફોજદારે તેને કહ્યું કે, ડૉકટર પાસે મોકલવાની જરૂર નથી, માટે બાળવાની પરવાનગી આપો, પણ તેણે માન્યું નહિ.

આ ગડબડ ચાલી રહી હતી, એટલામાં ત્યાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટ આવ્યા એટલે મારા જીવને કાંઇક શાંતિ થઇ.

પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબને મેં સલામ કરી પણ તેમણે મારા સામું જોયું નહિ. ફોજદાર અને ઇન્સપેકટર તેમની પાસે ગયા અને સલામ કરી તેમને સર્વ હકીકત કહી સંભળાવી. તેઓએ તેમને શું સમજાવ્યું હશે, તે બધું મારી કલ્પનામાં આવી ગયું.

તેમણે કહ્યું કે, જે સ્ત્રીનું ખૂન થયું છે, તે સ્ત્રી યુવાન અને સુન્દર છે. તેને એક નંબરનો ગુન્હેગાર વશ કરવા માટે આજ ઘણા વખત થયાં પ્રયત્ન કર્યા કરતો હતો. ગઇ કાલે સાંજે કંઇ કામ નિમિત્તે બહાર ગઈ તે રાતના દસ વાગ્યા સુધી ઘેર પાછી ફરી નહોતી એટલે તેના બાપે મારી પાસે આવી ફરિયાદ કરી કે, આટલી મોડી રાત સુધી તે ક્યાંઈ રોકાય નહિ. મને વહેમ આવે છે કે, સુન્દર શેઠની તેના પર નજર હતી એટલે તેમણે તેને અટકાવી રાખી હશે. કારણ કે, તેણે મને બે ચાર વખત કહ્યું હતું કે, જો તારી પુત્રી મારી ઇચ્છાની તૃપ્તિ કરશે તો તને રૂ. ૫૦૦) આપીશ. મેં તેને સ્પષ્ટ જવાબ આપ્યો કે, ખબરદાર જો આજ પછી આવી વાત કહાડી છે તો. તું પૈસાવાળો હોય તો તારા ઘરનો કારણ કે, મારી છોકરી કાંઈ કુછંદી નથી. છતાં તેણે તેનો નાદ છોડ્યો નહિ અને હર પ્રયત્ને તેને વશ કરવાના પ્રયત્નો કર્યા કરે છે. માટે આજે તેના ઘરની ઝડતી લ્યો. તેના સિવાય બીજા કોઇ પર મને વહેમ આવતો નથી.”

તેના કહેવા પર વિશ્વાસ લાવી ગામના એક શ્રીમંત માણસના ઘરની એકાએક ઝડતી લેવી મને યોગ્ય લાગી નહિ તો પણ સમયસુચકતા વાપરી બે સિપાહીઓને ગુપ્ત વેષમાં તેના ઘર પરપહેરો ભરવા મેં મૂકી દીધા. કારણ કે, તે જો ઘરમાં હોય તો બહાર નીકળે કે તરત ઓળખાઇ જાય. અને બે સિપાહીઓ તેના બાપને સોંપી ગામમાં બીજે સ્થળે તપાસ કરવા માંડી.

પરોઢીએ લગભગ પાંચેક વાગે તેના ઘર પર તપાસ માટે રાખેલા સિપાહીઓમાંનો એક મારી પાસે આવ્યો અને પત્તો મળવાની વાત કરી. તરત જ મેં પોલીસ ઇન્સપેક્ટરને બોલાવવા એક માણસને મોકલ્યો. અમોએ આવી અહિં તપાસ

કરી તો તેના ઘરમાંથી આ મડદું મળી આવ્યું. તપાસ કરતાં જણાઇ આવ્યું કે, આ સ્ત્રી જો ઘરમાંથી બહાર પડશે અને પોતાની આબરૂ લેવાનો પ્રયત્ન કરશે તો જીવવું પણ મુશ્કેલ થઈ પડશે એમ માની તેણે ઠાર કરી નાખી. આ બાબતના ચાર પાંચ સાક્ષીઓ પણ છે. આપ હુકમ કરો તો આપની સમક્ષ હાજર કરૂં."

ફોજદારનું ભાષણ સાંભળી રહ્યા પછી સુપરિન્ટેન્ડન્ટ સાહેબે મારા તરફ જોઇ પૂછ્યું–"કેમ સુંદરદાસ! આવું નીચ કામ તમે કર્યું!"

મેં જવાબ આપ્યો:–"નહિ સાહેબ, તે સ્ત્રીને મે મારા જન્મમાં પણ કોઇ દિવસ જોઇ નથી તો પછી ખુન તો કયાંથી કરૂં!"

"વારૂ, વારૂ, તેં જોઇ હતી કે નહિ તેની હમણાં જ ખબર પડી રહેશે" ફોજદારે ગુસ્સે થઇ કહ્યું.

પછી સુપરિન્ટેન્ડન્ટ સાહેબે ત્યાં ગુપ્ત વેષમાં ઉભેલા ચાર જાસુસોને આ બાબતનો ખુલાસો પૂછ્યો એટલે તેઓમાનો એક સાહેબ પાસે આવી નીચે પ્રમાણે હકીકત કહેવા લાગ્યો:–

"સાહેબ, આપની આજ્ઞાનુસાર અમો આખા શહેરની ગુપ્ત રીતે તપાસ રાખીએ છીએ. ગઇ કાલે બાજુના ગામમાં ચોરી થઇ હતી તેની તપાસ કરવા માટે ફોજદાર સાહેબ ગયા હતા. ત્યાંથી સાંજના વખતે પાછા ફરતાં રસ્તામાં આવતી વાવ પાસે તે થોડો વખત વિશ્રાંતિ લેવા બેઠા. પાણી પી; બીડી સળગાવી, તેઓ ગામ તરફ આવવા લાગ્યા એટલામાં નજીક એક ખેતરની અંદર કામ કરતા ખેડુતે "સાપ–સાપ" એમ બુમ મારી. તે ખેડુતની બુમ સાંભળી ફોજદાર સાહેબ ત્યાં દોડી ગયા અને જોયું તો સર્પદંશથી તેની છોકરી પડી તે પાછી ઉઠી નહિ.

સાપ તો ત્યાંથી પલાયન કરી ગયો હતો. પોલીસ સિપાહીઓ જે તેમની સાથે હતા તેમણે વાવમાંથી પાણી કહાડી છોકરીના મ્હોડા પર છાંટયું અને મંત્ર ભણી સાપનું ઝેર ઉતારવા પ્રયત્ન કર્યો પણ છોકરી શુધ્ધિમાં આવી નહિ. તેનો બાપ તો મોટેથી રડી રડીને આક્રોશ કરવા લાગ્યો. ફોજદાર સાહેબે તેને દમ ભરાવ્યો અને કહ્યું-"ખબરદાર જો રડયો છે તો. વધારે ગરબડ કરીશ તો હાથમાં બેડીઓ ઠોકી દઇશ. ખેડુત બિચારો શું કરે? તે ચુપચુપ બેસી રહ્યો.

ફોજદારે જોયું કે આ છોકરી હવે ઉઠવાની નથી અને ઠંડી પડી ગઇ છે એટલે તેમણે તેના બાપને કહ્યું-"તને અમે રોકડા પચાસ રૂપીઆ આપીએ છીએ, માટે આ છોકરીનું પ્રેત અમને સ્વાધીન કર હવે તે જીવતી થાય એવી તો આશા જ નથી, માટે મરતા મરતાં પણ પચાસ રૂપિયાનો તને ફાયદો થાય છે તે કરી લે. આવતી કાલે સવારે તારી છોકરીનું મડદું તને સ્વાધીન કરી દઇશું. પછી તો તારે બાળવું હોય તો બાળી નાખજે. અમને કોઇ જાતની હરકત નથી."

છોકરીનો બાપ મડદું સોંપવાને આનાકાની કરવા લાગ્યા એટલે ફોજદાર સાહેબે એક સિપાહીને કહ્યું-"જોઇ શું રહ્યા છો? નાખ બેડી તેના હાથમા અને લઇ લે આપણી સાથે. બદમાશ તે વિના સીધો થશે જ નહિ." પછી ખેડુતને દમ ભરાવતાં કહ્યું-"સાલા, ખૂન કરી ન્હાસી જવું હતું કેમ?" ખેડુત તો ફોજદાર સાહેબનો આ આરોપ સાંભળી બિચારો ગળગળીત થઇ ગયો. પોલીસે તેને બે ચાર ફટકા લગાવી કહાડયા એટલે બિચારો બે હાથ જોડી કહેવા લાગ્યો-"માં બાપ, આપ કહેશો તેમ કરીશ પણ ખૂનનો આરોપ મારા પર મૂકશો નહિ. જોઇએ તો તમે મડદું લઈ જાવ, પણ આવતી કાલે સવારે મને મળે એમ કરજો."

ફોજદારે કહ્યું-" તેની જોખમદારી મારા માથે, પણ માત્ર હું કહું તેમ તારે વર્તવું પડશે. "

ખેડુતે તે પ્રમાણે કબુલ કર્યું એટલે તેઓ બન્ને થોડે દૂર જઈ કંઇક ગુપ્ત રીતે વાતો કરવા લાગ્યા. તેઓ શી વાતો કરતા હતા, તે અમારાથી સંભળાતી ન હોતી. પછી રાત પડતાંજ મડદાને એક કપડામાં બાંધી ખેડુતના માથે મૂકી ગામ બહાર પડી ગયેલા મંદિરમાં તેને બેસાડયો. અને તેની સાથે એક સિપાહીને પણ રાખી ફોજદાર સાહેબ પોતાને ઘેર ચાલ્યા ગયા.

મધ્યાન રાત્રિ થઈ ગયા બાદ એક વાગે ફોજદાર સાહેબ તે ભગ્ન મંદિરમાં ગયા અને પુનઃ ખેડુતના માથા પર તે મડદું ઉંચકાવી સુંદરદાસના ઘેર લઇ આવ્યા અને પછવાડેના શેઠના દરવાજેથી બે સિપાઈઓ અને ફોજદારે મળી તેમના ઘરમા મુકી દીધું. ખેડુતને આ કામમાં મદદ કરવાને ફોજદારે ઘણો દમ ભરાવ્યો પણ તે માન્યો નહિ અને ઘરની બહાર ઉભો રહ્યા તે હજી સુધી અહિંજ છે. હવે દરવાજો ઉઘાડો કેમ રહ્યા હતા તે હકીકત ડીટેકટીવ નં. ૨ આપને કહી સંભળાવશે. "

ડીટેકટીવની જુબાની સાંભળતા જ ફોજદારનો ચ્હેરો ઉતરી ગયો. પોલીસ ઇન્સપેકટર મ્હોઢામાં આંગળી નાખી ગયો અને બોલ્યો:-" ઓહ ! કેવી દગલબાજી ! મને તો સવારમાં એક સિપાહી ખુન થવાની બાતમી આપી ગયો એટલે હું તપાસ માટે આવ્યો ! વાહરે ફોજદાર સાહેબ વાહ ! પોતે તો ખાડામાં પડયા અને બીજાને પણ પાડવા માગો છો શું ? સારું થયું કે મુડદું મેં ડૉકટરને ત્યાં તપાસ માટે મોકલાવી દીધું. નહિ તો બાળીને ખાક કરી નાખ્યું હોત તો મુદ્દા માલ જ નષ્ટ થઇ જાત અને દગાના ભોગ સુન્દરદાસ શેઠ થઇ જાત ! "

પછી બીજા નંબરના ડીટેકટીવે જુબાની આપતાં કહ્યું-

થાને અને ઘરના કામ કરવાવાળા માણસોને ફોડી કેવી રીતે બારણાં ઉઘાડાં રખાવ્યાં હતાં, તે હકીકત ફરી સંભળાવી.

ત્રીજા ડીટેકટીવે સુન્દરદાસ રાતના કેટલા વાગ્યા સુધી જાગતા હતા અને ક્યારે સૂતા તે હકીકત સંભળાવી અને ખુદ ફોજદારને જ રાતના ઘરમાં મડદું મૂકતાં જોયો હતો એમ કહ્યું.

ચોથા ડીટેકટીવની જુબાની પણ ઉપરોક્ત જુબાનીઓને જ મળતી જ પડી. મારો નોકર અને રસોયાની જુબાની લેવામાં આવી. તેઓએ કહ્યું કે, "ફોજદારે અમને કહ્યું કે, તમારા શેઠનું એક પોટલું છે અને તે રાતના લાવવાનું હોવાથી કોઈને ખબર ન પડે માટે પછવાડેનો દરવાજો ઉઘાડો રાખજો."

છોકરીનો બાપ અને ફોજદારની સાથેના સિપાઈની પણ જુબાની લેવામાં આવી. ડૉકટર પાસે ખાસ માણસ મોકલી તપાસ કરાવી તો સર્પનાં વિષથી તેનું મૃત્યુ થયું છે એવો સ્પષ્ટ અભિપ્રાય લખી મોકલાવ્યો.

તરતજ પોલીસ સુપરિન્ટેન્ડન્ટે ફોજદારને ચતુર્ભુજ કરી વગર ભાડાની ઓરડીમાં મોકલી આપ્યા.

ત્યાર પછી સુન્દરદાસ તરફ ફરી સુપરિન્ટેન્ડન્ટ સાહેબે કહ્યું–" તમને નોર્દોષી માની છોડી મૂકવામાં આવે છે. તમે તેના પર પેનલ કોડની ૫૦૦ મી કલમ મુજબ આબરૂ નુકસાનીની ફરિયાદ કરો અને પોલીસ ઇન્સપેકટરને તાકીદ કરી કે તેણે આ પ્રમાણે ઘણા માણસોને હયરાન કરી લાંચ ખાધી હશે માટે જેટલી બને તેટલી શોધ કરી તેની તપાસ કરો."

આ પ્રમાણે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબનો હુકમ થયા બાદ મેં મારા મુનીમને કહ્યું કે, " પિતાશ્રી જાત્રાએ ગયા તે દિવસે મેં સુપરિન્ટેન્ડન્ટ સાહેબની મુલાકાત લીધી હતી અને ફોજદારને પાંચસો રૂપિયા નહિ આપવાથી જે વાતચિત થઈ હતી

તે તેમને કહી સંભળાવતાં કહ્યું કે આવો દુષ્ટ કૃતઘ્નિ માણસ કોઈ વખત છળ પ્રપંચ કરી મને ફસાવ્યા સિવાય રહેશે નહિ એટલે ચાર ડીટેકટીવ પોલીસ સિપાહીઓને હું પગાર આપીશ એમ કહી તેમની પાસેથી માગી લીધા. તેઓએ પોતાનું કામ બરાબર બજાવ્યું અને ફોજદારનાં કાર્યની નિગાહ રાખવા માંડી. વળી સાહેબે પણ આ વખતે હાજર થઈ આપણા પર મહદ્ ઉપકાર કર્યો છે. તેમની હાજરીથીજ હું છુટી ગયો છું માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો એ છો જ છે." એટલું કહી મેં પેલા ચાર ડીટેકટીવોનો પગાર ચુકવી આપ્યો.

મારા પર આવેલું અરિષ્ટ અને તેમાંથી થયેલો છુટકારો સાંભળી ગામના લોકોના આનંદનો પાર રહ્યો નહિ. કારણ કે, ફોજદારના જોર જુલમથી આખું ગામ થરથર કંપતું હતું. દરેક જણ મારા વખાણ કરવા લાગ્યો કે ગામમાં એવો નર પાકયો કે જેણે ફોજદારને પણ પાણી પાયું.

આ વાતને ત્રણેક મહીના વીતી ગયા પછી મારા માતા પિતા જાત્રાએથી પાછા આવ્યા. તેઓને સુખરૂપ આવેલાં જોઈ અમોને ઘણો જ આનંદ થયો. પિતાએ જાત્રાથી આવ્યા બાદ આખા ગામને ઉજાણી આપી. આખું ગામ તેમની વાહ વાહ પોકારવા લાગ્યું. મારા જેવા પુત્રરત્નની પ્રાપ્તિથી લોકો તેમને ધન્યવાદ આપવા લાગ્યા; પરંતુ આ સુખના દિવસો લાંબો વખત ટકયા નહિ. માતા-પિતાને અતિસારનો ઉપદ્રવ થયો અને બે દિવસમાં જ માતુશ્રીએ પરલોક પ્રયાણ કર્યું. તેમને પહોંચાડીને આવીએ છીએ એટલામાં પિતાશ્રી પણ સદ્દગત થઇ ગયા. તેમની પણ અમો વ્યવસ્થા કરી આવ્યા. તેઓની આ બિમારીને વખતે મારી પત્નીએ પણ તેમની સેવા સુશ્રુષા કરવામાં કાંઇ બાકી રાખ્યું નહોતું.

આમ બીજા છએક મહિના ગયા બાદ મારી પ્રકૃતિ એકાએક બગડી ગઇ. શરીર પર પસીનો થવા લાગ્યો અને અંગ કાળું પડવા લાગ્યું. હાથ પગ બહેરા થઇ ગયા. કામ કરવાને દિલ પર આળસ જણાવા લાગી. શરીર ફરવા લાગ્યું અને નાની ફોલ્લીઓ ઉઠી આવી. આ બધાં રોગનાં પૂર્વ ચિહ્નો જોતાંજ મેં વૈદ્યને શરીર બતાવ્યું. તેણે રક્તપિતના રોગનાં શરૂઆતનાં ચિહ્નો જણાવ્યાં વૈદ્ય આઠ દિવસ દવાઓ ફેરવીને આપવા લાગ્યો પણ કાઇ ફેર પડયો નહિ. આખરે એક ડૉકટરને શરીર બતાવ્યું. તેણે તપાસ કરી જણાવ્યુ કે, બીજા દરદીઓ કરતા તમારા રોગની સ્થિતિ વિલક્ષણ છે. આ રોગ જોરથી વધ્યો જાય છે માટે સ્પર્શ સંચાર માટે તમે ધ્યાન રાખો. તમારા હાથની કલમને પણ કોઇએ અડકવુ જોઇએ નહિ. તમારૂં બિછાનું, તમારાં વસ્ત્રો, તમારાં જમવાનાં પાત્રો વગેરે જૂદાજ રાખવા જોઇએ. બીજો કોઇ માણસ તેને હાથ લગાડે તો પણ તમારો રોગ થવાનો સંભવ છે. અરે! નૉર્વેમાં તો આ રોગ માટે એક વિચિત્ર કાયદો છે. તેની સરકારે આવા રોગીઓ રાખવા માટે સમુદ્રની અંદર એક બેટ નિયત કર્યો છે, અને તેઓને ત્યાં લઇ જઇને રાખવામાં આવે છે. આવા રોગીઓ તો માતા, પિતા, બંધુ, ભગિની, પત્નિ બાળબચ્ચાં વગેરેના સંસર્ગથી વંચિત જ બની જાય છે!

ડૉકટરનાં ઉપરોક્ત વચનો મારે કાને પડતાં જ મારા ગાત્ર ગળી ગયાં અને આંખમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. હું બહુ દુઃખી થઇ ગયો હતો. જે કોઇ મને જોવા આવતા તેઓ લાંબેથી જ નમસ્કાર કરીને ચાલ્યા જતા એટલે આપ્ત દ્દષ્ટિની મુલાકાત અને તેઓની સાથે બોલી મનને શાંત

કરવાનું પણ મારા નસીબમાંથી ઉડી ગયું હતું. એટલે મને જોવા આવવાવાળાને હરકત ન પડે તે માટે મેં મારી ઓરડીની એક ભીંતને કાચ જડાવ્યા અને તેને કાચનું જ બારણું કરાવ્યું કે જેથી નજીકમાં આવીને પણ મને જોઇ શકે અને વાતચિત કરી શકે.

મારી સ્ત્રી પતિવ્રતા હતી. મને આ મહા ભયંકર વ્યાધી લાગુ પડયા પછી અમો બન્ને બ્રહ્મચર્ય પાળીને રહેતાં હતાં. તેની યુવાવસ્થા આમ અકાળે કરમાઇ જતી જોઇ મારા દિલને બહુ લાગી આવતું. તે ઘણી ધર્મપરાયણ હતી. મારી બિમારી શરૂ થયા પછી તેણે શૃંગાર સજવાનું બંધ જ રાખ્યું હતું. તેના હૃદયની ઉર્મિઓનો આમ ભંગ થતો હોવા છતાં મને એક પણ કટુ શબ્દ સંભળાવી તેણે મારા દિલને દુઃખ થાય એમ નહોતું કર્યું. તે કહેતી કે, કામદેવ જેવા પતિ મને મળ્યા પણ મારા નશીબમાં જ તેમનો ઉપભોગ લેવાનું નહિ તેમાં તમે શું કરો ? આ પ્રમાણે તે બિચારી એકાદ વિધવા કિંવા વૈરાગ્યશીલ વ્યક્તિ પ્રમાણે કાચની દિવાલની બાજુમાં એક શેતરંજી પર પડી રહેતી. એ દિવસથી તેણે બિછાનાનો પણ ત્યાગ કર્યો હતો.

મારો રોગ સારો થતો નહોતો અને આ માંદગીમાથી હું સારો થઇને ઉઠીશ નહિ એમ મારી અને મારા હિતચિંતકોની ખાત્રી થતાં એક દિવસ અમારા વૃધ્ધ મુનીમ મારી પાસે આવ્યા અને આંખમાં પાણી લાવી બોલ્યા–" કેટલાયે દિવસથી તમને એક વાત કહેવાનું મન થઇ જાય છે, પણ કહેવાને હિંમત ચાલતી નથી અને આજના જેવી એકાંતની સંધિ પણ મળી નહોતી. બાઈ દેવદર્શને ગયાં છે અને આપની પાસે કોઇ માણસ નથી એટલે આજે હિંમત કરી તમને એ શબ્દ કહેવાનો વિચાર કર્યો છે. માટે ગુસ્સે ન થાવ અને મારાં વચનોને માન

આપી શકો એમ હો તો વાત કરૂં."

આ શબ્દો બોલતાં તેમનો કંઠ ગદ્દગદિત થઇ ગયો હતો. મેં તેમને કહ્યું–"તમે તો મારા વડીલ જેવા છો. તમે કહેશો તે મારા હિતનુંજ કહેતા હશો એટલે તમારા બોલવા પર મારાથી ગુસ્સે કેમ થઇ શકાય? આવી કલ્પના પણ તમારા મનમાં કેમ આવે છે ! તમારાં વચનોને હું શિરસા વંધ માનીશ. કહો, આપને શી કહેવાની ઇચ્છા છે !"

મુનીમે કહ્યું–"હું તમોને કહું કે એક હજાર રૂપિયા ફલાણા માણસને આપો, તો તમે ના પાડો એમ નથી; પરંતુ હું હમણાં જે વાત કહેવાનો છું તે બહુ વિલક્ષણ અને વિચિત્ર છે. તમને ગમશે કે નહિ તેની મારા મનમાં શંકા રહ્યા કરે છે. બાકી ખરી રીતે જોવા જતાં તે વાત તમારા હિતની જ છે અને હાલમાં જ તેનો ફાયદો લ્યો તો તેનો ઉપયોગ છે એવો મારો અંગતમત છે. જેવો વખત આવે તેમ વરતવું એ શાણા માણસનું લક્ષણ મનાય છે. પણ—

"પણ–બણ કાંઇ નહિ. તમારા મનમાં જે કાંઇ હોય તે મને ઝટ કહી નાખો. રોગના દુઃખથી હું ઘેરાઈ ગયેલો છું. મારૂં બધું ડહાપણ નષ્ટ પામી ગયું છે. મારો બધો આધાર તો તમારા પરજ છે માટે તમે ગમે તેવું કટુ વચન કહેશો તેને વડિલની આજ્ઞા પ્રમાણે માની આપના દિલને દુઃખ થવા નહિ દઉં."

મારા આશ્વાસન આપનારાં વચનો સાંભળી મુનીમે કહ્યું–"આજે તો હું હિંમત કરીને જ આવ્યો છું. મારી વાત રૂચે વા ન રૂચે પણ મારૂં કર્તવ્ય તો મારે બજાવવું જ જોઇએ. પાછળથી મને કોઇ એવો ઠપકો ન આપે કે આવો વયોવૃધ્ધ મુનીમ હોવા છતાં શેઠને સારી સલાહ આપી નહિ."

મુનીમે વાતને આટલો ઉપોદ્ઘાત કરવા છતાં તેમના કહેવાનો ભાવાર્થ હું સમજ્યો નહિ. મેં તેમને કહ્યું–" તમે હવે વાતને સ્પષ્ટ ખુલ્લાસાથી કહો. આમ સંદિગ્ધ રાખો નહિ. તમારા મનમાં જે કાંઇ આવ્યું હોય તે બોલી નાખો. તમે મને જીવ આપવાનું કહેશો તો તે પણ આપીશ. તમારા શબ્દોથી મને બિલકુલ ખોટું લાગશે નહિ."

મારી અધીરાઇ જોઈ મુનીમે કહેવા માડ્યું–" શેઠ, જીવ આપવા જેવી વાત નથી. તમારી પ્રકૃતિ સારી થાય અને તમારૂં આયુષ્ય લાણુ વધે એવીજ અમારી અહોનિશ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. આ પ્રાર્થના મારી એકલાની નહિ પણ આખા શહેરની છે. માટે જીવ પર શેના ઉદાર થાવ છો ? નરદેહ શુ વારવાર આવે છે ? ખુશીથી ઇશ્વરનું સ્મરણ કરો અને તે સાથે દેહનુ પણ સાર્થક કરો. તે વિષે મારે કાંઇ કહેવુ નથી એવી ખાત્રી રાખજો."

" ત્યારે તમે શું કહેવા માગો છો ? "

મુનીમે ધીર ગંભાર સ્વરે મને પૂછ્યું–" આ રોગમાંથી તમે મુકત થઈ પુનઃ આરોગ્ય પ્રાપ્ત કરો એ વાત આકાશ કુસુમવત્ છે એમ તો તમારી ખાત્રી છે ને ? "

" એમાં તમે નવીન શું કહી સંભળાવ્યું ? હું તો ક્યા-રનોય જાણી ગયો છું."

" ત્યારે તો આ લાખો રૂપિયાની જાગીર અને સંપત્તિના વહીવટનો પણ તમે મનમાં નિર્ણય કરી રાખ્યો હશે ? "

" ના, મેં હજી તે વિષે વિચાર કર્યો નથી. મારા પશ્ચાત્ મારી સ્ત્રી તેનો ઉપભોગ કરનાર છે, અને ત્યાર પછી તેની મરજીમાં આવશે તેમ દાનધર્મમાં તેની વ્યવસ્થા કરશે. તેને લખતાં વાંચતાં શિખડાવેલું છે, એટલે બીજી સ્ત્રીઓની માફક તે

સંપત્તિનો દુરૂપયોગ કરે એમ સંશય લાવવાને કારણ રહેતું નથી.”

“ તે વાત ખરી. બાઇ સુલક્ષણી છે. બધી સંપત્તિ સંભાળશે એ બધી વાત ખરી પણ–આપની પશ્ચાત્ તેનું ધ્યાન સંસારમાં રહેશે શું ? આજ સુધીમા ધણીની હાજરીમાં સેંકડો સ્ત્રીઓ મન ઉપર કાબુ રાખીને રહેલી દષ્ટિએ પડી છે; પરંતુ પતિના મરણ બાદ તેમના અને તેમની સંપત્તિના કેવા હાલ થયા છે, તેનાં દષ્ટાંત કાંઈ દૂર શોધવા જવાં પડે એમ નથી. કાં તો કોઈ વારસ હોય તો સ્ત્રીનું મન તે સ્થળે બંધાઇ જાય છે અને પાપ માર્ગમા પડી શકતી નથી. નહિ તો પછી યુવાની અને સંપત્તિ તેને અધોગતિના કયા માર્ગે લઈ જાય તે નિશ્ચિત કહી શકાતું નથી, પરંતુ પુત્ર હોય તેની વાત જૂદી જ છે ! ”

“ હા, પણ પુત્ર લાવવો કયાંથી ? ” એટલું કહેતાંજ મારી આંખમાં પાણી આવી ગયા.

મુનીમે કહ્યું–“શેઠ તમારા શાણા જેવા માણસો આંખમાં પાણી લાવે એ સારૂં કહેવાય નહિ. તમે મહાભારત, ભાગવત આદિ ગ્રંથો વાંચ્યા છે. આપણા દેશના અને અન્ય દેશના ઇતિહાસો પણ વાંચ્યા છે. આમ નિર્વંશ થવાનો વખત આવતાં સુજ્ઞ અને ચતુર માણસોએ કેવી તજવીજો કરી હતી, તે તરફ લક્ષ આપો એટલે તમારા અંતઃકરણમાં તેનો પ્રકાશ પડી જશે. આમ મુંઝાવ છો શા માટે ? ”

“ તેઓએ શી તજવીજ કરી હતી ? ” મેં પૂછ્યું.

મુનીમે પ્રત્યુત્તર આપતાં કહ્યું–“ મહાભારતમાં આદિપર્વની અંદર એક કથા છે. તેમાં લખ્યું છે કે. બલિ નામનો એક મહા ધર્મવેત્તા રાજા હતો. તેને કાંઇ સંતાન નહોતું. એટલે ગૌતમાદિકના પિતા દીર્ધતમા ઋષી જે અંધ અને વૃધ્ધ હતા તેની પાસે પોતાની પત્ની સુદેષ્ણાનો યોગ્ય વ્યવહાર કરી પાંચ

પુત્રો ઉત્પન્ન કરાવ્યા અને પોતાનો વંશ ચાલુ કર્યો. તેવીજ રીતે વિચિત્ર વીર્યની સ્ત્રીઓ અંબીકા અને અંબાલિકાને સંતતિ નહોતી. વંશવૃધ્ધિ માટે સારા ધર્મશાસ્ત્ર જાણનારા ગૃહસ્થને અનુકૂળ કરી લઇ તેના તરફથી ગર્ભ રખાવ્યો એવી પુરાણોમાં કેટલીયે વાતો લખેલી છે. ઇતિહાસ પર નજર કરો તો તેમાં પણ સેંકડો દૃષ્ટાંતો મળી આવે છે કે માલેકનું એકાએક મૃત્યુ થતાં તેની સ્ત્રી ગર્ભવતી છે એમ કહી મુત્સદ્દી લોકો નજીકના આશ્રિતોમાંથી એકાદ દ્વારા પુત્રોત્પત્તિ કરાવી જાગીરના વારસદાર બનાવે છે પણ નિર્વંશ જવા દેતા નથી. થોડા વખત પહેલાંની જ વાત છે. એક રાજાના અપમૃત્યુને લીધે તેના ચતુર પ્રધાને રાણી ગર્ભવતી છે એમ પોકાર કરી ગર્ભના નામથી રાજ્ય ચલાવ્યું અને યોગ્ય વખતે પુત્રરત્ન પ્રાપ્ત થતાં તે ગાદીએ બેઠો અને રાજ્ય ચલાવ્યું. કહેવાનું તાત્પર્ય એટલુંજ કે, ડાહ્યા માણસે રડતા બેસી રહેવામાં કાંઇ સાર નથી. બુધ્ધિનો ઉપયોગ કરી તેણે પ્રાપ્ત થયેલા સંકટ સામે ટક્કર ઝીલી તેમાંથી પાર પડવા પ્રયત્ન કરવો જોઇએ. નિર્વંશ ચાલ્યા જવું એ તેને માટે યોગ્ય નથી. તમારાં પત્ની યુવાન છે, તમે પણ હજી હયાત છો માટે યત્ન કરશો તો સારી સુરૂપ અને ગુણવાન સંતતિ ઉત્પન્ન થવાની આશા છે. આપણા ખેતરની અંદર કોઇ અનાજ વાવે અને તેનો બધો ખર્ચ જો આપણે કર્યો હોય તો ઉત્પન્ન થયેલ ધાન્યની માલેકી આપણી જ કહેવાય છે–તે પર બીજાની સત્તા રહેતી નથી એ તો ખુલ્લેખુલ્લો ન્યાય છે. બોલો; હવે આથી વધારે તમને શું કહું ? મેં તો વખતસર તમને ચેતાવ્યા છે. માનવું ન માનવું એ આપની મરજીની વાત છે. આપના મનને જો આ વાત રૂચિકર ન લાગે તો અહિંજ દાટી દેજો તેનો પુનરોચ્ચાર કરતા જ નહિ. અને મારૂં કહેવું યોગ્ય લાગે તો

કહેજો એટલે તેવી વ્યવસ્થા કરીશ."

મુનીમનું ભાષણ સાંભળી હું તો ક્ષણભર સ્તંભિત બની ગયો અને વિચારવા લાગ્યો. લાંબો વખત વિચાર કરી જોતાં વયોવૃધ્ધ મુનીમની સલાહ મને યોગ્ય લાગી. કારણ કે, ઔરસ સંતતિ સિવાય જાગીર અને બીજા હક્કોનો પૂર્ણ વારસો આપણા દત્તકવંશ પાસે રહેતો નથી એવો એક વિચિત્ર કાયદો છે. તેટલા માટેજ આવા નિંદ્ય ઉપાયો કરી યોગ્ય વારસ ઉત્પન્ન કરવાને પ્રયત્નો કરવા પડે છે. અને તેટલા માટેજ કેટલી પતિવ્રતા સ્ત્રીઓને સંતતિ માટે પોતાના પતિવ્રતનો ભંગ કરવો પડતો હશે તેની તો ઇશ્વરને જ ખબર! અસ્તુ. ભવિષ્યનો વિચાર કરી જોતાં મુનીમની વાતને મારે અનુમોદન આપવું પડયું, પણ મારી પત્ની આ વાતમાં સંમત થશે કે નહિ તે વિષે શંકા દર્શાવી. કારણ કે, તેના સ્વભાવથી હું પૂર્ણ માહિતગાર હતો. પરપુરૂષ સાથે જે સ્ત્રી સાધારણ વાતચિત કરવાને પણ શરમાય, તે તેની સાથે ઠઠ્ઠા-મશ્કરી તો કયાથી જ કરી શકે! આવા સરળ સ્વભાવની સ્ત્રી આવાં નિંદ્ય કામમાં પ્રવૃત્ત કેમ થાય તેની મને ચિંતા થવા લાગી. મેં મુનીમને કહ્યું-" તમે જે કાંઇ કહો છો તે મારા હિતનું જ છે. અનિવાર્ય સંજોગો અને કુદરતી ફટકાને લીધે આ કામમાં મારી સંમતિ છે. મારી રોગગ્રસ્ત સ્થિતિને લીધે સ્ત્રી સંગ માટે હું અસમર્થ થયો, પણ તેની જુવાની શા માટે નકામી જવા દેવી જોઇએ? એવા વિચાર પર હું આવ્યો છું; પરંતુ આ વાત તેની પાસે કહાડવાની પણ મારી હિંમત ચાલતી નથી.

મુખ્ય વાત તો એ છે કે, ખુદ પુરૂષે જ પોતાની સ્ત્રીને પરપુરૂષ સાથે રમમાણ થવાને કહેવુ એ ઘણુંજ કઠણ કામ છે; પરંતુ નાઇલાજે મનને મજબૂત કરી તેની પાસે વાત કહાડી જોઇશ. પણ મને તો લાગે છે કે, તેની પાસે આ વાત કહાડ-

તાંજ તે આત્મહત્યા કર્યા સિવાય રહેશે નહિ. મારી સેવા તે એકનિષ્ઠપણે કરે છે અને ઇશ્વર પાસે પ્રાર્થના કરતી હોય છે કે, " હે પરમેશ્વર ! હજી મારો અંત લે નહિ હવે તો તેમને સારા કર !" તેના મનમાં એમ છે કે, આ ભક્તિને લીધે ઇશ્વર કોઈ પણ ચમત્કારથી મારો રોગ મટાડી દેશે. તેના આ મનોરાજ્યમાં તે કોઇ કોઇ વખત એટલી તો લીન થઇ જાય છે કે આજુબાજુમાં શું થાય છે તેનું પણ તેને ભાન હોતું નથી. આવી ભાવિક અને ભોળી સ્ત્રીને પરપુરૂષ ગમનની સૂચના કરવી એ પણ મહાભયંકર કામ છે. આનું પરિણામ કેવું વિપરીત આવશે એની મારાથી કલ્પના કરી શકાતી નથી. અને તેટલાજ માટે તું આવા કામમા પ્રવૃત્ત થા એમ કહેવાની મારી હિંમત ચાલતી નથી. આ વિષયમા તમે પોતેજ પગબારો બંદોબસ્ત કરી લ્યો, તો તેમાં મારી ના નથી."

મારાં વચનો અને નાહિંમતી સ્વભાવ જોઇ મુનીમે કહ્યું - "તમે ભૂલ કરો છો. આ કામ ખુદ તમારે પોતાને જ કરવું જોઇએ. બીજા પાસે કરાવવામા સાર નથી. તેમ કરવા જતાં ઘણું અનિષ્ટ પરિણામ આવવાનો સંભવ છે. જો તમારા મનથીજ કરવાની ઇચ્છા હોય તો હું એક યુક્તિ બતાવું છું. તે યુક્તિ પ્રમાણે કરો એટલે તમારૂં કાર્ય સિધ્ધ થશે અને કોઇના કાને વાત જશે નહિ."

મેં કહ્યું–" વારૂ, કહો જોઇએ તમારી યુક્તિ કઇ છે?"

મુનીમ "પહેલાં તો તમે તેને પૂછી જુઓ કે, હું એકાદ કઠણ કામ કરવા તને કહું તો તું કરીશ કે નહિ? તે પતિવ્રતા સ્ત્રી છે એટલે તમારાં વચનને અમાન્ય કરશે નહિ અને કહેશે કે "હા, કરીશ." એમ કહે એટલે તેની પાસેથી વચન લઇ લ્યો અને પછી તમારો હેતુ કહી સંભળાવો એટલે કાર્ય સિધ્ધિ

થતાં વિલંબ લાગશે નહિ.”

એટલું કહી મુનીમ ચાલ્યા ગયા. રાતના મારી સ્ત્રીને મેં બધી વાતથી વાકેફ કરી અને સંતતિનો લાભ બતાવી તેવા કામમાં પ્રવૃત્ત કરી.

તેના તરફથી અનુમોદન મળતાંજ એક મારા રૂપયૌવનસંપન્ન મારા દોસ્તની મુનીમની અનુમતીથી અમે આ કાર્ય માટે યોજના કરી. તે ગૃહસ્થ દિવસે કિંવા રાતના મરજીમાં આવે તે સમયે ત્યાં આવી પોતાનું કાર્ય કરી જવા લાગ્યો.

થોડા દિવસમાં જ તે ગૃહસ્થથી મારી પત્ની ગર્ભવતી થઇ. અમો ઉભયને અત્યાનંદ થયો. દિવસ પૂર્ણ થતાં મારી પત્નીએ એક સુન્દર પુત્રનો જન્મ આપ્યો. અમે ઘણાજ આનંદથી પુત્રોત્સાહ પ્રદર્શિત કર્યો. અમો ઉભયનો પ્રેમ જેમ તે પુત્ર ઉપર હતો, તેવી રીતે પેલા ગૃહસ્થનો પ્રેમ પણ તેના પર હતો. તે પણ તેને ઘણા પ્રેમથી રમાડતા અને મારા, મારા પત્નીના તેમજ બાળકના મુખ સામે જોઇ સહજ હસતો. આ વખતે શરમથી હું અધમુઆ જેવો થઇ જતો અને ઇશ્વરને પ્રાર્થના કરતો કે, “હે દેવ ! તેં આ કેવો વખત મારા પર નાખ્યો ! શું હું સારો હોત તો આ ગૃહસ્થ મારી સ્ત્રી સામે ઉંચી નજર પણ કરી શકત ? તેને બદલે મારી સ્ત્રીનો ઉપભોગ તે આજે મારી સામે લઇ રહ્યો છે અને તેની સાથે ખુશખશાલ હાસ્યવિનોદ કરી મોજ ઉડાવે છે, જ્યારે મારે ચુપચુપ બધું આંખ આડા કાન કરી જોઇ રહેવું પડે છે ! આનાથી વિશેષ દુર્ભાગ્ય તે બીજું કયું હોઇ શકે ? મારા જીવતરને ધિક્કાર હજો.” આમ વારંવાર વિચારો મારા મનમાં આવ્યા કરતા. પરંતુ પુનઃ મનમાં થતું કે, આપણા હાથે જ આ કાર્ય કર્યું છે, તો પછી હવે પ્રતિબંધ કરીને શું ફાયદો ? ઉલટી બમણી ફજેતી ! બાકી

સમજવાવાળા તો સમજે છે કે, આ પુત્ર કોના પેટનો છે! તો પણ હું તેને મારો કહું છું અને મારી સંપત્તિનો માલેક ગણું છુ. ઠીક છે, ઇશ્વરની જ એવી મરજી હશે નહિ તો આમ વેળાકવેળા પણ અહિં આવી મોજ-મજાહ મારવાની સંધિ તેને ક્યાથી મળે!

અર્થાત્ આમ આંખ આડા કાન કરી હું ચુપચુપ બધું નાટક જોવા લાગ્યો. તેનાથી મને પુત્રરત્નની પ્રાપ્તી થઇ હતી. પત્નીના તારૂણ્યનો પણ ઉપયોગ થયો હતો. મારી અનુકૂળતાને લીધે તેને પણ સુખ થયું હતું એ પણ એક પ્રકારનું ભાગ્ય જ સમજવું જોઇએ. નહિ તો પછી આખો જન્મારો મારા નામનાં છાજીયાં લઇ તેને વીતાવવો પડત. જો કે, તે સુશિલ અને સૌમ્યવૃત્તિની છે એટલે મારા મ્હોડા પર તો એક પણ ગેર વ્યાજબી શબ્દ બોલત નહિ પણ તેનું અતઃકરણ તો સંતતિ વિના એક સરખું બળ્યા કરતુ હોત અને યુવાની એળે ગઇ એવો એના મનને સંતાપ રહ્યા કરત. માટે તેના આનંદમાં મારે શા માટે અટકાવ નાખવો જોઇએ ' એમ વિચાર કરી હું હમેશાં તેની સાથે હસી બોલીને જ વાત કર્યા કરતો હતો.

આ પ્રમાણે પાંચ પુત્રો અને એક પુત્રના હું બાપ થયો. પછી તો મને આ સંબંધથી કંટાળો આવવા લાગ્યો અને મારાથી આ જોઇ શકાયું નહિ. એક વખત મનમાં વિચાર આવતો કે, હવે મત્યુ આવે તો બહુ સારૂં કારણ કે, મારી સંપત્તિનો હવે કોઇ માલેક થાય એમ ન હોતું.

મારી માલેકીની વસ્તુનો યથેચ્છ ઉપયોગ જૂદોજ માણસ કરતો હતો અને તે વાત મ્હોડા બહાર કહાડવાની પણ મારા દિલને ચોરી હતી છતાં મારા દિલની તે વાત તે બન્નેને મેં જાણવા દીધી નહિ. કારણ કે, જો હું તે ગૃહસ્થને મારે ત્યાં આવવાનો

પ્રતિબંધ કરૂં તો તે મારો દ્વેષ કર્યા સિવાય રહે નહિ. પોતાની પત્નીને જો કાંઈ કહું તો તે પણ કહ્યા વીના રહે નહિ કે, "હું ક્યાં આ કામમાં પડવા જતી હતી ! તમે જ મને આવું નિંદ્ય કૃત્ય કરવા આગ્રહ કર્યો અને હવે પ્રતિબંધ કરવા આવો છો !"

આવી રીતે જો તે કહે તો મારે શું જવાબ આપવો તેની સમજણ મને પડી નહિ એટલે મનમાં ઉઠતા મનોવિકાર એમના એમ દબાવી સમાવ્યા સિવાય છૂટકો નહોતો. આ પ્રમાણે જો કે હું બહારથી શાંત દેખાતો હતો; પરંતુ અંદરથી મારૂં અંતઃકરણ બળીને ખાખ થઇ જતું હતું અને હાય નાખી હું ગુપચુપ પડી રહેતો હતો. માત્ર એટલું ખરૂં કે, મારી સ્ત્રીનો મારા પર પહેલાના જેટલો પ્રેમ હતો. તે મને ક્યારેય દુખવતી નહિ. પછી શારીરિક કિંવા માનસિક ત્રાસને લીધે હું મારો જીવ દઉં વા આત્મહત્યા કરૂં એવા ભયથી કરતી હોય તો કોણ જાણે !

આ પ્રમાણે મારી જીંદગીના દિવસો ચાલ્યા જતા હતા તે સાથે રોગનાં વિશેષ લક્ષણો પણ વધ્યે જતાં હતાં. નાક અને કાન સૂજી ગયાં હતાં. હું તદ્દન વિદ્રૂપ બની ગયો હતો. શરીર પર ચાંદાં પડયાં હતાં અને તેમાંથી દુર્ગંધ આવ્યા કરતી હતી. વધારે શું કહું ! તેમાં કીડા પડયા હતા અને તેના સળવળાટથી આખા શરીરે વેદના થતી હતી. રાત દિવસ પંદર વીસ મીનીટ પણ મને નિદ્રા આવતી નહિ. મારી સ્થિતિ આવી ભયંકર થઈ ગઈ. મારાથી તે સહન થતી નહોતી એટલે મારી પત્ની અને પેલો પરપુરૂષ એક દિવસ આનંદમાં નિમગ્ન થઇ ગયાં હતાં અને તેઓનું ધ્યાન મારા તરફ નથી એવી સંધિ જોઇ મેં આત્મહત્યા કરી.

મારી આત્મહત્યા કરવાનું સાધન ઘણા વખત પહેલાં મેં એક ડૉક્ટર પાસેથી યુક્તિથી મેળવી રાખ્યું હતું.

મને મારા જીવનો કંટાળો આવ્યો હતો. હું એક વખત પ્રાણ જાય તો આ યાતનામાંથી છુટું, પણ જીવ જતો નહોતો. જીવ જવા માટે હું અનેક અખતરાઓ કરવા લાગ્યો. કેટલાક દિવસ તો ભૂખ નથી એવું બહાનું બતાવી અન્નનો ત્યાગ કર્યો. પછી પાણી બંધ કરવા જતાં પ્રાણ ઉલટો મુંઝાવા લાગતો ત્યારે થોડુંક અન્ન ખાઈ પાણી પીતો એટલે શાંતિ થતી આત્મહત્યા કરવી એ મહાપાતક છે એમ હું જાણતો હતો અને તેના લીધેજ ડાકટર પાસેથી લીધેલા ઔષધનો ઉપયોગ કરવાની મારા હિંમત ચાલતી ન હોતી. આખરે હું કંટાળ્યો. રોગથી ઉત્પન્ન થતી વેદનાઓ મારાથી સહન થઇ નહિ એટલે તે સંકટમાંથી મુક્ત થવા ડૉક્ટરનાં ઔષધનો ઉપયોગ કરી મેં આત્મહત્યા કરી. હવે આપને જેવો ન્યાય કરવો હોય તેવો કરો.

આ પ્રમાણે મંદરદાસની જુઆની થતાજ સુંદરી નામની એક સ્ત્રી યમરાજ આગળ આવી પોતાની આત્મકથા કહેવા લાગી.



# સુંદરીની આત્મકથા

મહારાજ ! હું એક ૠગ્વેદી બ્રાહ્મણની કન્યા છું. મારા માતાપિતાનો મારા ઉપર નિસ્સીમ પ્રેમ હતો, કેમ કે હું તેમની એકની એક કન્યા હતી. વળી મારો જન્મ પણ તેમની ઉત્તરાવસ્થામાં થયો હતો. મારા રૂપ તરફ જોઈનેજ તેમણે મારૂં નામ સુંદરી રાખ્યું હતું. જેવું મારૂં રૂપ સુંદર હતું તેવા ગુણ પણ સુંદર હતા એમ મારાં માતાપિતા હમેશાં કહેતાં હતાં. મારા પિતાએ હિંદુશાસ્ત્રોનું ઉંડું અધ્યયન કર્યું હતું. આસપાસના પ્રદેશમાં તેમની વિદ્વત્તાનાં ઘણાં વખાણ થતાં હતાં. મારા પિતા પસે શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે દૂર દૂરથી વિદ્યાર્થી આવતા હતા. મેં પણ તેમની સાથે લેખન વાંચનનું જ્ઞાન મેળવ્યું. જેમ જેમ મારી ઉમ્મર મોટી થવા લાગી તેમ માતાના મનમાં મારે માટે ચિંતાનો વિશેષ સંચાર થવા લાગ્યો. તે મારા પિતાને વારંવાર એમ કહેતી કે, આપણી સુંદરીનું સગપણ ગામમાં ને ગામમાંજ કરી નાખો. એને પરદેશ પરણાવવાથી ઇચ્છા થતા આપણે એને જોઈ ન શકીએ એ વાત આપ સમજી શકો તેમ છો. ગામમાં હોય તો કોઈ અડચણ વખતે આપણે તેને ઉપયોગી થઈ શકીએ.” આ વાક્યોના ઉત્તરમાં પિતા કહેતા કે, “એને માટે તું બિલકુલ ચિંતા કરીશ નહિ એ રૂપવતી ગુણવતી તથા ભાગ્યવતી છે આપણે એની ચિંતા કરવાની કાંઈ જરૂર નથી હજી બે ત્રણ વર્ષ સુધી એના લગ્નની ચિંતા કરવાનું પ્રયોજન નથી. કોઈ રત્ન ભોક્તા અવશ્ય એનો સ્વીકાર કરી સુખી કરશે.

તું શા માટે એ વિષયની ચિંતા કરે છે?" એ વખતે મને મારા રૂપનું ઘણું અભિમાન લાગતું હતું. ઈશ્વરે રૂપ આપી મ રા ઉપર કૃપા કરી છે એમ વિચારી હું મનમાં ને મનમાં ઈશ્વરને ધન્યવાદ આપતી હતી. એ વખતે મારી ઉંમર લગભગ સાત વર્ષની હશે. હું નાની હોવા છતાં મારી બુદ્ધિ ઘણી તીવ્ર હતી શિક્ષણ આપવાના કાર્યમાં મારા પિતા પાવરધા હોવા છતાં બીજા વિદ્યાર્થીઓને જે પાઠ તૈયાર કરતાં વિલંબ લાગતો તે હું કેવળ એકાદ વખત વાંચી તૈયાર કરતી હતી. સઘળા વિદ્યાર્થીઓને મારી તીવ્ર બુદ્ધિનું કુતુહલ લાગતું હતું, કેવળ એકજ વિદ્યાર્થી અભ્યાસમાં મારી બરોબરી કરી શકતો હોઇ તેનું નામ ઇન્દુલાલ હતું. તેના મ્હોં ઉપર શીળીનાં ચિહ્ન હતાં એવી રીતે મારો અભ્યાસ ચ લુ હોઈ મારી ઉંમર દશ વર્ષની થઇ. હવે મારા લગ્ન સંબંધી માતાની ચિંતા ઘણી વધી ગઇ. કોઇ પણ રીતે ઝડપથી મારૂં લગ્ન કરી નાખવાની તેની આંતરિક ઇચ્છા હતી. વળી જે કોઇ અમારે ઘેર આવતું તે દરેક જણ માતા તથા પિતાને 'આનું લગ્ન હવે કયારે કરશો?' એવો પ્રશ્ન પૂછતું હતું, એવામાં એક દિવસે પિતાએ મારી માતાને કહ્યું, "તું સુંદરીનું લગ્ન કરી નાખવાનું મને વારંવાર કહે છે, પણ જે જે ઠેકાણાં તું બતાવે છે તે સઘળાં કેવળ પૈસે ટકે સુખી છે. એવા ઠેકાણે સુંદરીનું લગ્ન કરવાથી તેનું સમસ્ત સ્ત્રી જીવન વૃથા થઇ જવાનો સંભવ છે. સુદરી બુદ્ધિમતી અને વિચારવતી હોઇ મૂર્ખના ઘરમાં જાય એવી મારી ઇચ્છા નથી. ઇન્દુલાલ ગરીબ હોવા છતાં બુદ્ધિશાળી છોકરો છે, જો તારી ઇચ્છા હોય તો સુંદરી સાથે એનો સંબંધ બાંધી હું એને ઘર જમાઇ કરી રાખું." પિતાનું એ કથન સાંભળી માતાએ કહ્યું. "ના–ના, આવું રત્ન આપ કોલસાની ટોપલીમાં ફેંકી

દેવા ઇચ્છો છો ?" પછી માતાએ મારા તરફ જોઇ પૂછ્યું, "સુંદરી ! એ કામ તને ગમે છે કે ?" મેં કાંઇ ઉત્તર નહિ આપતાં નીચું જોયું.

આવી રીતે પિતાએ બેચાર વખત એ વાત કાઢી અને માતાએ તે તરફ નારાજી દર્શાવી. બીજા વિદ્યાર્થીઓ એ વાત ઉપર મને ચ્હીડવવા લાગ્યા. હું એકલી નજરે પડતી એટલે તેઓ 'સુંદરીનો વર કાળો શાહી જેવો છે' એમ કહેતા. છેવટે વિદ્યાર્થીઓના એવા વર્તનની વાત મેં માતાને કાને પહોંચાડી. પિતાજીએ શિષ્યમંડળીને ધમકાવી છેવટે એવો ઉપદેશ આપ્યો કે, "લગ્ન ન થયું હોય ત્યા સૂધી કોઇ કોઇની સ્ત્રી નથી તથા કોઇ કોઇનો પતિ નથી. ખબરદાર ! ફરીથી એવું બોલશો તો તત્કાળ અહિંથી રજા મળશે." એ વખત પછી વિદ્યાર્થીઓ મશ્કરી કરતા બંધ થયા.

મને અગીઆર બારમું વર્ષ બેઠું એવામાં થોડે દૂર આવેલા એક શહેરના એક ધનાઢ્ય માણસે અમારે ત્યાં આવી પિતાને કહ્યું, આપની કન્યાના સાથે હું મારા પુત્રનું લગ્ન કરવા ઇચ્છું છું. મારી પુત્રવધૂ રૂપવતી તથા ગુણવતી હોય એમ હું ચાહું છું, પરંતુ રૂપની સાથે ગુણનો સુવર્ણ તેમજ સુગંધિ જેવો મધુરયોગ ભાગ્યે જ જોવામાં આવે છે. આપના આશ્રમમાં રહી ઇન્દુલાલ નામનો જે વિદ્યાર્થી અભ્યાસ કરે છે તેને મુખે મેં આપની કન્યાના રૂપગુણની વાત સાંભળી છે. એને મુખે આપની કન્યાના રૂપગુણની પ્રશંસા સાભળી એક ઉપયાચક તરીકે હું આપની પાસે આવ્યો છું. આપની પુત્રીને આપે શિક્ષણ આપી સંસ્કારી બનાવી છે એ વાત પણ હું જાણી શકયો છું."

પિતાજીએ એ ધનાઢ્ય ગૃહસ્થના પુત્રના અભ્યાસ સંબંધી તપાસ કરી તો ઇન્દુલાલ કરતાં તેણે વિશેષ

શિક્ષણ મેળવેલું જણાયું. પિતાજીને એવું જ જોઈતું હતું. પેલા આવેલા ધનાઢ્ય ગૃહસ્થે એક વખત મને જોવાની ઇચ્છા દર્શાવી. વિના વિલંબે માતાએ મને સુંદર લૂગડાં લત્તાં પહેરાવી, મારી વેણી ગુંથી, કપાળમાં કુમકુમની ટપકી કરી મને પેલા ધનાઢ્ય ગૃહસ્થ પાસે મોકલી પીતાજી પણ ત્યાંજ બેઠા હતા. તેમણે પેલા ગૃહસ્થને ઉદ્દેશી કહ્યું, "આ મારી એકની એક કન્યા છે. ઇચ્છા હોય તો આપ એને બે ચાર પ્રશ્ન પૂછી જુઓ."

એ ગૃહસ્થે મને ચાર પાંચ પ્રશ્ન પૂછ્યા એ પ્રશ્નોમાં એક એવો પ્રશ્ન હતો કે, "કેવી સ્ત્રી પતિને પ્રિય થાય છે?" મેં એવો ઉત્તર આપ્યો હતો કે, "પોતાના વિચારને સમજી જઈ તેમની ઇચ્છાનુસાર વર્તનારી. એવી પતિછંદાનુગામિની કામિની પતિને નિરંતર પ્રિય થઈ પડે છે." મારો આ ઉત્તર સાંભળી તેમણે મારી પ્રશંસા કરી હાથમાં ખાવાનું પડીકું આપી જવાની રજા આપી.

મારા પિતા એ ધનાઢ્ય ગૃહસ્થની સાથે તેમને ઘેર ગયા. એ ગૃહસ્થના ઘરનો ઠાઠમાઠ જોઈ પિતાના આનંદની પરમાવધિ થઈ. પછી તેમના પુત્રને બોલાવવામાં આવ્યો પિતાએ તેને ચાર પાંચ પ્રશ્ન પૂછી તેની વિદ્યા બુધ્ધિની પરીક્ષા કરી ઘણો સંતોષ દર્શાવ્યો પિતાએ તેને એક પ્રશ્ન એવો પૂછ્યો હતો કે, "પતિએ સ્ત્રી સાથે કેવી રીતે વર્તવું જોઈએ?" આ પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું કે, "સ્ત્રી પોતાના જેવી વિદુષી તથા સમજુ હોય તો તેના મનને નહિ દુભવતાં તેને પોતાની કરી લઈ તેના મન પ્રમાણે વર્તવું જોઈએ, અને જો તેવી ન હોય તો જેથી તેનું હિત થતું હોય તે પ્રમાણે વર્તવું જોઈએ."

આ ઉત્તર સાંભળી પિતાને ઘણો આનંદ થયો. તેઓ

લગ્ન નક્કી કરી વિના વિલંબે ઘેર પાછા ફર્યા. ઘેર પાછા ફરી તેમણે મારી માતાને કહ્યું, "કન્યાના સદ્ભાગ્યે ઘણું ઉત્તમ સ્થળ મળી આવ્યું છે. વહેવાઈ મહાશયને આપણી ગરીબીની વાત કહી તેમની સાથે વ્યવહારમાં પહોંચી વળવાની મેં અશક્તિ દર્શાવી એટલે બન્ને પક્ષનું ખરચ ઉપાડી લેવાની ઇચ્છા તેમણે પ્રદર્શિત કરી. એ સાંભળી મે તેમને કહ્યું, 'શિવ શિવ-ફરીથી એવું ભાષણ ઉચ્ચારશો નહિ. કન્યાના ઘરનો એક પૈસા પણ મને શિવનિર્માલ્ય છે. હુ મારી શક્તિનો વિચાર કરી જેટલાં માણસો સાથે આવવાનું આપને જણાવું તેટલા માણસો સાથે આવશો તો હું મારાથી બનતું સ્વાગત કરી સહુને સંતોષ આપવાનો પ્રયત્ન કરીશ લગ્ન પ્રસંગે કલહ કિવા વિવાદ થાય એ ઇચ્છનીય નથી જો એવુ થાય તો લોકો એમજ કહે કે, લાંબા સાથે ટૂંકો જાય, મરે નહિ તો માંદો થાય. એવો અપવાદ હું સાંભળી શકું તેમ નથી.' મારી સઘળી હકીકત સાંભળી વહેવાઈ મહાશયે કહ્યું, "તમે નિશ્ચિંત રહો હું કોઈ પણ કાર્યમાં આપની ઇચ્છા વિરુદ્ધ વર્તીશ નહિ."

યથા સમયે ઘણા ઠાઠમાઠથી મારું લગ્ન થઈ ગયું. એ પ્રસંગે મારા પિતાનું પાંડિત્ય અને સામાન્ય જનસમાજના જાણવામાં આવવાથી અમુક માણસોએ ત્યાંના રાજા સમક્ષ તેમની પ્રશંસા કરી. અંતે રાજાના ઉદાર આશ્રયથી ત્યાં એક સંસ્કૃત પાઠશાળાની સ્થાપના થઈ તથા એ પાઠશાળાના મુખ્ય અધ્યાપકની જગ્યાએ મારા પિતાની નિમણૂંક થઈ. આથી મારી માતાના મનમાં મારો વિયોગ થવાની જે આશંકા ઉપજી હતી તે પણ દૂર થઈ.

મારા શ્વસુર નગર શેઠ હતા તથા તેમનાં માન પ્રતિષ્ઠા રાજદરબારમાં પણ હતાં. દેવદ્વિજ પ્રત્યે મારા શ્વસુર ઘણા

શ્રદ્ધાવાન હતા. અતિથિઅભ્યાગતોનો સત્કાર કરવો એ તેમનું નિત્યવ્રત હતું. પિયરમાં હું ગરીબ ઘરની કન્યા હોવાથી ટાઢ તડકામાં ફાવે ત્યાં આવ જા કરી શકતી હતી, પરંતુ જ્યારે મને શ્વસુરનો રાજવૈભવ પ્રાપ્ત થયો ત્યારે સૂર્યદર્શન કરવાનું પણ મારે માટે કઠિન થઈ પડ્યું. કોઈ સ્થળે બહાર જવાનું થતાં બંધ ગાડી તૈયાર રહેતી હતી. મેં ધીમે ધીમે શ્રીમંતાઈનો ઠાઠમાઠ ઓછો કર્યો. રસોઈઓ હોવા છતાં હું મારે હાથે જ રસોઈ બનાવવા લાગી, તથા અન્નપૂર્ણાની માફક સહુને જમાડવા લાગી. મારૂં આ વર્તન શ્વસુર મહાશયને ઘણું ગમ્યું તથા પતિની પ્રસન્નતા પણ હું સહેલાઈથી પ્રાપ્ત કરી શકી.

ધીમે ધીમે શ્વસુર પક્ષમા હું સહુની પ્રિયપાત્ર થઈ ગઈ. તથા મારા એવા ભાગ્યોદય માટે હું વારંવાર ઈશ્વરને ધન્યવાદ આપવા લાગી. મારાં માતા પિતા પણ મને સુખમાં જોઈ સંતુષ્ટ રહેવા લાગ્યાં. હું કેવળ તેર વર્ષની અલેતી બાળિકા હોવા છતાં મારા સૌંદર્યની, ચતુરાઈની તથા ગૃહકાર્ય કુશળતાની ઘણી પ્રશંસા થવા લાગી. પેલો ઈન્દુલાલ વિદ્યાર્થી અમારા ઘરનો પુજારી તથા પુરાણીક થયો હતો. એ મારી ચપળતા જોઈ મને સૌદામિની કહેતો હતો. ન્હાનપણથી જ સાથે રહેલાં હોવાથી કોઈ પણ પ્રકારની રોકટોક સિવાય–ખુલ્લા દિલથી તે મારી સાથે વાતચિત કરી શકતો હતો. તથા અમારા બન્નેના વર્તન માટે કોઈના મનમાં સંદેહ ઉપજવાનો સંભવ ન હોતો. ચૌદમા વર્ષે મને ઋતુ પ્રાપ્તિ થઈ. ઘણી ધામધુમથી ગર્ભાધાનનો સંસ્કાર ઉજવવામાં આવ્યો. એ રાત્રે પતિદેવતા સાથે એકાંત શયનગૃહમાં મારી મુલાકાત થઈ. એ વખતે પતિએ કરેલા મારા ગૌરવનું વર્ણન કરતાં હજી સુધી હું શરમાઉં છું. શયનગૃહના એક ખુણામાં શરમથી અડધી થઈ જઈ હું ઉભી હતી એવામાં પતિએ

મને ખેંચી જઈ મૂલ્યવાન્ પલંગ ઉપર બેસાડી તથા કહ્યું, "આજે સોનાનો દિવસ ઉગ્યો છે. આ શુભ દિવસની હું અત્યંત અધીરતાથી રાહ જોતો હતો. પૂર્વજન્મનાં પુણ્યોના પ્રભાવથી જ હું તારા જેવી મર્યાદાશીલ રૂપવતી અને ગુણવતી પત્ની મેળવી શકયો છું. હજારો સ્ત્રીઓમા તારા જેવી રૂપવતી અને ગુણવતી સ્ત્રી ભાગ્યે એકાદ હશે." આમ કહી પતિએ મને ગાઢ આલિંગન કર્યું. પછી તેમણે પૂછ્યું, "કહે જોઇએ કે, આ વખતે તું ધન્ય * છે કે હું?" મે ઉત્તર આપ્યો, "આ વખતે તમને જે લાગતું હોય તે ખરૂં; બાકી હું ખરેખરી ભાગ્યશાળી છું.' મારે માટે આ અલભ્ય તેમજ સ્વર્ગિય સુખ છે. જે સુખ ભાગ્યયોગથી મ્હને પ્રાપ્ત થયું છે તે હમ્મેશાં કાયમ રહેવું જોઇએ." પતિદેવે કહ્યું, "તારા મનમાં શંકા ઉપજે છે?" મેં કહ્યું, "આજે હું જે સ્થિતિમાં છું એવી સ્થિતિમાં તથા આપના આવા પ્રેમમાં જો મારૂં આયુષ્ય વીતી જાય તો હું મને મહા ભાગ્યશાળી સમજું; પરંતુ આપની સ્થિતિ ભિન્ન પ્રકારની છે. જો કોઈ કારણથી આપ મારા ઉપર વિરક્ત થાઓ તો વિના વિલંબે આપ બીજી સ્ત્રી કરી સસાર સુખ ભોગવી શકો તેમ છો. આપને મરજી પડે એટલી સ્ત્રીઓ કરવાનો અધિકાર છે. આમ હોવાથી આ સુખ આપને માટે કાંઇ દુર્લભ નથી. પરંતુ આજનું મારૂં સુખ કાયમ રહે ત્યાં સૂધી જ હું ભાગ્યવતી છું. કોઇ પણ કારણથી મારા આ સુખમાં વ્યત્યય આવે તો જીંદગીનો અવશિષ્ટ કાળ મારે દુઃખમા કાઢવો પડે." પતિએ કહ્યું, "જો કદાચ કાલે મને અર્ધાંગ વાયુ થાય તો હું આ સુખ

---

* મહાભારતમાં વેદવ્યાસે કહ્યું છે કે,

'पतिव्रता पतिमतिः पतिप्रियहिते रता ।
यस्य स्यात्तादृशी भार्या धन्यः स पुरुषो भुवि ॥

કેવી રીતે ભોગવી શકું ? આમ હોવાથી આજે આપણે જે સુખ ભોગવીએ છીએ તેથી આપણે બન્ને સરખાં ભાગ્યશાળી છીએ–ધન્ય છીએ." મેં કહ્યું, "ના, એમ નથી. ઇશ્વર કરે ને એવું કોઇ પણ સંકટ ન આવે. છતાં એમાં કોઇનો હાથ નથી. આપને કદાચ અર્ધાંગ વાયુ થાય તો આપ આ સુખ ન ભોગવી શકો એ ખરૂં છે; પરંતુ તેમ થતાં હું પણ આ સુખથી વિચ્યુત થાઉં તેમ છું. હું એ દુઃખની વિભાગી થાઉં તેમ છું. પરંતુ જો કદાચ મને અર્ધાંગ વાયુ થાય તો આપ બીજી સ્ત્રી કરી સંસાર સુખ ભોગવી શકો તેમ છો. મારી અને આપની સ્થિતિ ભિન્ન પ્રકારની છે. આપ સુજ્ઞ હોવાથી જ આવી વાત હું સંકોચ સિવાય કહી શકું છું; પરંતુ ખરૂં પૂછો તો મારે મુખે આવી વાત સાંભળતાં લોક મારો ઉપહાસ કર્યાં સિવાય રહે નહિ. ઘણાંખરું લોક એમજ કહે કે, આ સ્ત્રીનો બીજો ધણી કરવાની ઇચ્છા છે. આમ હોવા છતાં હું ખાત્રીપૂર્વક કહું છું કે, સાધ્વી સ્ત્રી બીજો ધણી કરવા કરતાં મરણને શરણ થવામાંજ સ્ત્રી જીવનની સંપૂર્ણ સાર્થકતા સમજે છે." પતિદેવે કહ્યું, "એ સઘળી આડી અવળી વાતો જવા દે. આજે સુખના દિવસે એવી દુઃખદાયક વાતો શા માટે કરવી જોઇએ ?" મેં કહ્યું, "મેં કહી છે એ વાત ખરી છે. સ્ત્રી જાતિ ઉપર એવો પ્રસંગ આવવાનો સંભવ છે; છતાં જે યથાર્થ સાધ્વી સ્ત્રી હોય છે તે અર્ધાંગ વાયુ થયેલા પતિની સેવા એક નિષ્ઠાથી કરી એમાં આનંદ માને છે. પોતાને હાથે પતિ સેવા કરી તે પોતાને ધન્ય થયેલી સમજે છે. તેની સેવા તથા તેનો પ્રેમ જોઇ તેને માટે તેના પતિને પણ ધન્ય લાગે છે. વળી એવું થતાં સ્ત્રીનું સકળ દુઃખ દૂર થઇ પોતાના જીવનનું સાર્થક થયેલું તેને લાગે છે તથા લોક તેની કીર્ત્તિનાં યશોગાન ગાય છે. પરંતુ જે

સ્ત્રીને વૈધવ્ય દશા પ્રાપ્ત થાય છે તેનો પોતાના પતિ તરફ કેટલો બધો પ્રેમ છે એ બતાવવાનો તેને માટે માર્ગ રહેતો નથી. તે પતિની પાછળ દુઃખમાં દિવસો ગુજારે, પતિના વિયોગ શોકથી તે અન્નપાણીનો ત્યાગ કરે અગર તો પ્રત્યક્ષ રીતે તે જીવ આપે તો પણ તેના પતિને એમાંનું કાંઇ માલૂમ પડે ખરૂં કે? એ પ્રસંગની કલ્પના પુરૂષોનાં મનમાં આવી શકે તેમ નથી. તથા છકેલ વિધવા સ્ત્રીઓના મનમાં પણ આવી શકે તેમ નથી. ખરી પતિવ્રતા સ્ત્રી ઉપર એવો પ્રસંગ આવતાં તેનાજ મનમાં એ પ્રસંગની કલ્પના આવી શકે તેમ છે. એવી સ્ત્રીનેજ આજના જેવો આનંદનો દિવસ અત્યંત મહત્વનો લાગે તેમ છે." પતિએ કહ્યું, "ત્હારી પ્રખર બુધ્ધિ શકિતની હું જેટલી પ્રશંસા કરૂં તેટલી થોડી છે. આટલા ઉંડા વિચારોને અંતરમાં સ્થાન આપવાથી મન કદાપિ સ્વસ્થ રહી શકે નહિ. આજે તો તું ધન્ય છે ને? આજે તું પૂર્ણ આનંદમાં છે ને?" મેં કહ્યું, "આજે હું પૂર્ણ આનંદમાં છું, આજે હું મને ધન્ય સમજું છું, છતાં મેં દર્શાવ્યા એ વિચારો મનમાંથી દૂર થતા નથી." પતિએ કહ્યું, "ઇશ્વરે આજે જે આનંદનો દિવસ આપ્યો છે તેનો ઉપભોગ લઇ સઘળા દિવસ તે આવા આનંદમય બનાવે એવી તેની પ્રાર્થના કરવી જોઇએ."

પછી અમે બન્નેએ ઇશ્વરની પ્રાર્થના કરી. અમે અમારી એ રાત હાસ્યવિનોદ, રસાલાપ અને સ્નેહસુધાનું પાન કરવામાં ગુજારી. અમે બન્ને આનંદમાં એટલાં બધાં લીન થઇ ગયાં હતાં કે, રાત ઘણી જલ્દી વીતી ગયેલી ધારી અમને આશ્ચર્ય લાગ્યું.

એવી રીતે અમારા સ્નેહજીવનનું પ્રથમ સપ્તાહ પસાર

થઇ ગયું. મ્હેં મારાં માતાપિતાને કહ્યું કે, પતિનો મારા ઉપર સંપૂર્ણ પ્રેમ છે. એ વાત સાંભળી તેમને પણ આનંદ થયો.

એક દિવસે રાત્રે અમે પતિપત્ની આનંદમાં હતાં એવામાં મેં કહ્યું, "મેં એમ સાંભળ્યું છે કે યુરોપીઅન લોકમાં લગ્ન થયા પછી પતિપત્ની ધંધાદારી હોય છે તો તે ખાસ રજા લઇ એ દિવસો આનંદમાં ગુજારવા માટે કોઈ રમ્ય તથા સ્વાસ્થ્યકર સ્થળે જાય છે, એ વાત ખરી છે કે?"

પતિ દેવતાએ એ વાત મનમાં રાખી બીજે દિવસે મહાબળેશ્વર જવાનો નિશ્ચય કર્યો. એક બે નોકર સાથે લીધા તથા વાર્તા વિનોદમાં રસ પડે એ હેતુથી પેલા પુરાણિક કાન્હલાલને પણ સાથે રાખ્યો. અમે પતિપત્નીએ મહાબળેશ્વરમાં એક મહિના માટે બંગલો ભાડે રાખી મુકામ કર્યો. મ્હારા એ દિવસો કેવા સુખમાં ગયા એ હું વર્ણવી શકું તેમ નથી. મારા જીવનનો એ પરમ રમણીય સમય હતો. પરંતુ સુખના દિવસ ચિરકાળ કાયમ રહેતા નથી દુ:ખ પાછળ સુખ અને સુખ પાછળ દુ:ખનો ક્રમ ચાલુ જ હોય છે. મહાબળેશ્વરથી અમે જ્યારે ઘેર પાછાં ફર્યાં ત્યારે મારા સાસુ સસરાને કોલેરાનો ઉપદ્રવ લાગુ પડયો હતો. તેમણે બન્નેએ જીવવાની આશા છોડી દીધી હતી અમને-પતિપત્નીને હાજર થયેલાં જોઇ એવા દુ:ખદ પ્રસંગે પણ તેમના મનનું સમાધાન થયું. તેમણે બન્નેએ અમને આશીર્વાદ આપી કહ્યું–"હવે અમે જીવતાં રહીએ એવી આશા નથી. અમારી સંસાર-લીલાનો અંત નજીક આવ્યો છે. તમે હમેશાં સંભાળથી વર્તજો. આપણા કુળની કીર્તિને કલંક ન લાગે એ માટે સદૈવ સાવધ રહેજો. ઇશ્વર તમારૂં ઉભયનું કલ્યાણ કરે એવી અમે તમને અંત:કરણપૂર્વક આશીષ આપીએ છીએ." આમ કહેતાં

કહેતાં તેમનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. અમે બન્નેએ તેમનું શાંતવન કરતાં કહ્યું, "આમ અધીર બની જઇ આશાનો ત્યાગ કરો નહિ. ઉપચાર ચાલુ છે; ઇશ્વરકૃપાથી ધીમે ધીમે આરામ થઇ જશે." છતાં અમારા એ શબ્દો સાચા ઠર્યા નહિ. એક દિવસમાં જ સાસુ સસરાએ આ માયાવી મૃત્યુ લોકનો ત્યાગ કરી પરલોક પ્રયાણ કર્યું.

એ વખતે મારા પતિદેવે જે હૃદયવિદારક શોક કર્યો તેનું વર્ણન હું કરી શકું તેમ નથી. મારા માતાપિતા દોડી આવી અમારૂં પતિપત્નીનું શાંતવન કરવા લાગ્યાં બીજાં સગાં સંબંધીઓ શબ દેહોનો સંસ્કાર કરવામાં ગુંથાયાં એવામાં મારા પતિને એક સખ્ત જુલાબ થયો તથા તે સાથે ઉલટી પણ થઇ. પછી ઉપરા ઉપરી જુલાબ અને ઉલટી થવા લાગ્યાં. મારા દુર્ભાગ્યે તેમને પણ કૉલેરાનું ભયંકર દર્દ લાગુ પડયું. વૈદ્ય, ડૉક્ટર તથા હકીમ એકઠા થયા. વિવિધ પ્રકારના ઔષધોપચાર ચાલુ થયા, પરંતુ ઇશ્વરેચ્છા આગળ માનવી પ્રયત્ન શું કરી શકે? ઇશ્વરનો સંકેત જુદોજ હતો. પતિનો અંતકાળ ઉપસ્થિત થતાં તેમણે મને પોતાની નજીક બોલાવી ગળગળતા અવાજે કહ્યું, "અફસોસ તને છોડી જવાનો વખત આવી પહોંચ્યો છે. હવે તું સંભાળીને રહેજે. ઇશ્વરેચ્છા આગળ આપણું કાંઇ ચાલી શકે તેમ નથી."

એ વખતે મારા મનની કેવી શોચનીય સ્થિતિ થઇ હશે તેની કલ્પના તમે જ કરો. એ દુઃખનો આવેગ સહન નહિ થઇ શકવાથી હું બેશુદ્ધ બની ગઇ.

પછી મને ઉંચકી બીજા ઓરડામા લઇ જવામા આવી તથા મ્હોં ઉપર ઠંડું પાણી છાંટી ઔષધ સુંઘાડવામાં આવ્યું *

*ચુના તથા નવસાગરનું મિશ્રણ (એમોનિયા કાર્બોનેટ) સુંઘવાથી મનુષ્ય શુદ્ધિમા આવે છે.

હું શુધ્ધિમાં આવી તો મેં મને મારી માતાના ખોળામાં માથું રાખી સુઈ રહેલી જોઈ. પતિદેવની તબિયત સારી છે તથા તેમને હમણાંજ ઉંઘ આવી છે એમ કહી માતાએ મને આશ્વાસન આપ્યું. આમ છતાં મારી અધીરતા તથા આશંકા દૂર થઈ નહિ. માતાની ખેંચતાણમાંથી છૂટી થઈ જે સ્થળે પાનરાજને દર્દ લાગુ પડયું હતું તે સ્થળે હું ગઈ તો ત્રણ ઠાઠડીઓ મારા જોવામાં આવી. સાસુ તથા સસરાની નનામી સાથે પતિની નનામી જોઈ મ્હારાથી કારમી ચીસ પડાઈ ગઈ તથા પત્થરને પણ દ્રવીભુત કરે એવો વિલાપ મેં કર્યો. એ વખતે છાતી ઉપર કપાળ પછાડી કરેલું શોકચિહ્ન હજી સુધી કાયમ છે. માતાએ એ પ્રસંગે મને હૃદય સરસી ચાંપી કહ્યું, "હવે તું ગમે એટલું રડીશ કકળીશ તે સઘળું નકામું છે. મરનારની પાછળ છાતી કુટી કિંવા કપાળ પછાડી મરો જવાથી તેને પાછું મેળવી શકાતુ નથી." મેં કહ્યું "હવે આ સંસારમાં જીવતી રહી મારે શું કરવું છે? મારે મન આ સંસાર હવે સ્મશાન સમાન છે." માતાએ કહ્યું, "બેટા, શાન્ત થા. અમારી વૃધ્ધાવસ્થા તરફ દૃષ્ટિ કરી તું ધીરજ ધારણ કર; નહિ તો આ શોકના આવેગથી તું મરીશ અને તારા વિયોગ-શોકથી અમે મરીશું." છેવટે લાચારીથી હું શાન્ત થઈ.

યથા સમયે ઉત્તર ક્રિયા થઈ ગઈ. પુષ્કળ દાન કરવામાં આવ્યું. લોકો હું ન્હાની હોવા છતાં મારી વ્યવહાર કુશળતાની પ્રશંસા કરવા લાગ્યા.

સઘળા નોકર ચાકર તથા મુનીમો ઉપર હું ઉદાર દૃષ્ટિ રાખતી હતી. માલિકના મૃત્યુનું સહજ પણ દુઃખ મેં તેમને થવા દીધું નહિ જમા ખરચ પણ હું મારી જાતે તપાસતી હતી.

મારા શ્વસુર તથા પતિદેવની હયાતિમાં જેવી રીતે દેવપૂજા તથા અતિથિ સત્કારની વ્યવસ્થા ચાલુ હતી તેવીજ રીતે તેમની

હયાતી બાદ પણ મેં એ સઘળી વ્યવસ્થા ચાલુ રાખી. પતિનું મૃત્યુ થયેલું હોવાથી અર્થાત્ હું વિધવા થયેલી હોવાથી એક વર્ષ સુધી માગથી ઘરની બહાર નીકળી શકાય તેમ નહોતું; હું ઘરના ખુણામાં બેસીને જ સઘળી વ્યવસ્થા કરતી હતી આમ છતાં લોકોમાં મારા રૂપની, ગુણની, કાર્ય કુશળતાની તથા વ્યવહાર બુદ્ધિની જે પ્રશંસા થતી હતી તે મારાથી અજાણી રહેતી નહિ.

માતા પિતા વારંવાર મારી પાસે આવતા હતાં એક દિવસે એકાંતમાં પિતાએ મને ઉદ્દેશીને કહ્યું "જન સમાજમાં તારી જે પ્રશસા થાય છે તે તેં સાંભળી છે ને ? એવી રીતે સદ્બુદ્ધિથી તથા સચ્ચરિત્રથી વર્તી તુ તારી તેમજ તારા શ્વસુર-કુળની કીર્તિમા વૃધ્ધિ કર. જો તારે હાથે કલંક લાગે એવું કોઇ કાર્ય થશે તો હું તને ક્ષમા આપી શકીશ નહિ. એવું થતાં હું આ મો કોઇને બતાવીશ નહિ. કલંક લાગવા દેવા કરતાં મરવું સારૂં એમ હુ માનું છું. જો પિતા પ્રત્યે તારો સહજ પણ પ્રેમ હોય તો તું તારૂં ચરિત્ર શુધ્ધ રાખજે." એ વખતે મારી માતા હાજર હતી. તેણે પિતાના આ શબ્દો સાંભળી કહ્યું. "તમે આ શું બોલો છો ! મારી કન્યા ઘણી સુશીલા છે. એ સઘળી સ્ત્રી જાતિને ઉપદેશ આપવાની યોગ્યતા ધરાવે છે." પિતાએ મારી માતા તરફ જોઇ કહ્યું, "તારી વાત ખરી છે; પરંતુ હુ તને કહી રાખું છું કે, સુંદરી તારૂણ્યાવસ્થામાં છે; ઘરમાં કોઇ વડિલ માણુસ નથી; ગામમાં લુચ્ચા બદમાશ લોક પુષ્કળ છે. કયો બદમાશ કયા ક્ષણે શું કરશે એ કદી અગર કલ્પી શકાય તેમ નથી. આવી સ્થિતિમા એની સદ્બુધ્ધિને ઉપદેશ દ્વારા જાગ્રત કરી રાખવી એ આપણું કર્ત્તવ્ય છે. એક કવિએ કહ્યું છે કે, વિધવા કન્યા માબાપના હૃદય ઉપર સળગતી સઘડી જેવી છે. જો ન કરે નારાયણ અને

કદાચ સુંદરીનું ચારિત્ર્ય કલુષિત થાય તો તેથી આપણી બન્નેની અપકીર્તિ થયા સિવાય રહે નહિ. કન્યા જો દુરાચારી થાય છે તો તેના શ્વસુર પક્ષ કરતાં પિતૃપક્ષની અપકીર્તિ જ વિશેષ થાય છે. મ્હારાથી એવું જોઈ શકાય તેમ નથી. એવો પ્રસંગ ઉપસ્થિત થાય તો મારે આત્મહત્યા કરવી પડે." માતાએ કહ્યું, "તમે આત્મહત્યા કરો ને હું જીવતી રહું એમ તમને લાગે છે કે? છતાં વિના કારણ આવાં અપ્રિય વચન ઉચ્ચારી તમે સુંદરીના અંતરાત્માને શા માટે દુઃખી કરો છો? વિધવા થયા પછી તે કોઈ પણ પુરૂષ સાથે વાતચિત કરે છે કે?" પિતાએ કહ્યું, "આજે તે સમજુ હોવા છતાં તેને ઉપદેશના બે શબ્દ ન કહેવા જોઈએ કે? હમ્મેશાં એની સદ્‌બુધ્ધિને જાગ્રત રાખવી એ આપણું કર્ત્તવ્ય છે. સ્ત્રી જાતિની બુધ્ધિને ભ્રષ્ટ થતાં વિલંબ લાગતો નથી. જોતજોતામાં વર્ષ દોઢ વર્ષ વીતી જશે એટલે તેને ઘરની બ્હાર નીકળવું પડશે. નોકર ચાકર તથા મુનીમ વગેરે સાથે વ્યવહાર સંબંધીની વાતાચત કરવી પડશે. પેલા ઈન્દુલાલની નજર આપણી સુંદરી ઉપર છે, એની વૃત્તિ ચંચળ થયેલી છે. ન્હાનપણમાં તે સુંદરી સાથે રમ્યો છે. પૂર્વે એક પ્રસંગે આપણે તેના હાથમાં સુંદરીનો હાથ આપવાની ઇચ્છા કરી હતી, પરંતુ એ ઇચ્છા અમલમાં નહિ મૂકવાથી ઈન્દુલાલને ખોટું લાગ્યું છે. એ કદાચ સુંદરી ઉપર કાંઈ માઠો પ્રસંગ લાવે તો તે બનવા જોગ છે. આથી હું એને અગાઉથી સાવધાન કરી રાખું છું."

માતા પિતા વચ્ચે આવી વાર્તાચિત ચાલતી હતી ત્યારે હું નીચું જોઈ રડ્યા કરતી. અંતે માતાએ મારી આંખો લુંછી પિતાને ચુપ થઈ જવાનો સંકેત કર્યો. પિતાજી એ સંકેત સમજી જઈ બ્હાર ચાલ્યા ગયા. માતા પણ મારા મનનું સમાધાન કર્યાં

પછી ચાલી ગઇ.

મારા ઉપર આવી પડેલા કઠિન પ્રસંગની હું કલ્પના કરવા લાગી. એ પ્રસંગમાથી સહિસલામતીથી કેવી રીતે હું પાર ઉતરી શકીશ? મારી આબરૂનું રક્ષણ કેવી રીતે થશે? કોઈ પણ પ્રકારે અવળું પગલું નહિ પડવા દેવાનો મેં મારા મન સાથે દઢ સંકલ્પ કર્યો હતો. વિધવા સ્ત્રીઓએ કેવું વર્તન રાખવું જોઇએ એનો આદર્શ દર્શાવવામાં જ હું મારા જ્ઞાનનું પરિણામ સમજતી હતી. પોતાનામાં વિદ્યા બુધ્ધિ હોવા છતાં દુરાચર કરે એના જેવી મહાપાપિણી સ્ત્રી બીજી કયી હોઇ શકે? જે મૂર્ખ હોય તેનાથી કદાચ એકાદ વખત અનાચાર થાય તો ઇશ્વર તેને ક્ષમા આપી શકે; પરંતુ જ્ઞાની માણસ અનાચાર કરે તો તેને ક્ષમા મળી શકવાની આશા કોઇ પણ રીતે ન જ રાખી શકાય.

મારા મનમાં આવા વિચાર ઘોળાતા હતા એવામાં પત્રવાહકે એક પત્ર લઇ આવી મારા હાથમાં મૂકયો. કવર ઉપર લખ્યું હતું કે, "આ પત્ર માલિક સિવાય કોઇએ ફોડવો નહિ."

એ પત્ર ઉલટાવી પલટાવીને જોયો તો અક્ષર અજાણ્યા જણાયા. ટપાલનો છાપ અમારા ગામની જ હતી. આવી રીતે મારા મન ઉપર પૂર્વે એક પણ પત્ર આવ્યો નહોતો. મેં એ પત્ર ફોડી વાંચ્યો. એમાં લખ્યું હતું કે, "તારા જેવી ઉગતી જુવાનીના પૂર બહારમાં આવેલી સ્વર્ગની અપ્સરા જેવી રૂપવતી સ્ત્રી આ જીંદગીમાં મેં જોઇ નથી. તારૂં ભુવન ભુલાવે એવું મનોહર રૂપ જોઇ હું દિવાનો બન્યો છું. 'જયાં જયાં નજર મારી ઠરે યદી ભરી ત્યાં આપની' એવી મારા દિલની સ્થિતિ છે. તારી રમણીય તસ્વીર હું અહોનિશ મારા હૃદય પર ઉપર આવેલા ખીસ્સામાં રાખી મૂકી કલ્પનાથી તારા સ્પર્શ

સુખને અનુભવું છું. તારી દયાજનક વૈધવ્ય દશા જોઈ મારૂં મન બંડખોર બની ગયું છે. હું મારો પ્રેમ તારા ચરણકમળમાં સમર્પણ કરવા અત્યંત અધીર બની ગયો છું. તુ જો મારી ઇચ્છાને કબૂલ કરી મારા પ્રેમને સ્વીકારીશ તો હું મારી અડધી મિલકત તને આપી દઈશ. જો તને એ વાત ગમતી હોય તો તારા ઘરના પુજારીને તું મારૂં નામ પૂછી જોજે. એ તને મારો આવશ્યકીય પરિચય આપશે. આપણા ગુપ્ત સંબંધની વાત કોઈ જાણી શકશે નહિ; એ માટે તું સર્વથા નિશ્ચિંત રહેજે. વિશેષ શું લખું ?" એ પત્ર નીચે 'દિવાનો આશક' એટલી જ સહી હતી.

એ પત્ર વાંચી હું સ્તબ્ધ થઈ ગઈ. દુષ્ટ લોકની દુષ્ટતાની કલ્પના કરતાં મારૂં હૃદય કમકમી ઉઠ્યું. એ પત્ર પેટીમાં મુકી દઈ હું ઘરના કામકાજમાં ગુંથાઈ.

એક અઠવાડીયું વીત્યુ ન વીત્યુ એટલામાં તો બીજો પત્ર આવ્યો. બીજા અઠવાડીઆ પછી ત્રીજો પત્ર આવ્યો. એવી રીતે ચાર પાંચ પત્રો આવ્યા છેલ્લા પત્રમાં એ 'દિવાના આશક' "જો આ પત્રનો મને કાંઈ ઉત્તર નહિ મળે તો તારૂં સ્મરણ કરતાં કરતાં હું આત્મહત્યા કરીશ ! મારા જીવનના નાશનું કારણ તું થઈશ. આ વાત તું ચોક્કસ ખરી માનજે. મારી આત્મહત્યાનું સઘળું પાપ તને લાગશે "

એ પત્ર વાંચ્યા પછી પત્ર લખનારની મૂર્ખતા માટે મને ઘણું આશ્ચર્ય લાગ્યું, છતાં એ મૂર્ખ કોણ છે તે જાણી તેને તેનો પાપી વિચાર છોડી દેવાનો ઉત્તર મોકલવાનો મેં વિચાર કર્યો. છેવટે મેં ઇન્દુલાલ પુજારીને હાંક મારી તથા આવેલા પત્રોમાંનો એક તેની સ્હામે ફેંકી તેને પુછ્યું, "આ પત્ર સંબંધી તને કાંઈ ખબર છે કે ? આ પત્ર લખનારને તું ઓળખે છે કે ?"

પત્ર જોઇ હસીને પુજારીએ કહ્યું, "એ સંબંધી મને કાંઇ ખબર નથી."

મેં તેને ધીરજ આપી કહ્યું, "ભયને લીધે તું ખોટું ન બોલીશ. જે ખરી હકીકત હોય તે હિમ્મતથી મને કહે. એ સંબંધી હું તને કાંઈ દોષ દઇશ નહિ. જે ચાર પાંચ પત્રો આવ્યા છે તે બધામાં તારૂં નામ હોઇ પત્રો લખનાર માણસને તું ઓળખે છે એ વાત ચોક્કસ છે."

મારાં આ વચન સાંભળી ક્ષણુ કાળ સૂધી ચુપ બેસી રહ્યા પછી તેણે કહ્યું, "બાઇ સાહેબ! આ વિષયમાં તમે ઉંડાં ન ઉતરો એજ મને ઉત્તમ લાગે છે. આમ છતાં જો તમારો આગ્રહ હોય તો ખરી હકીકત કહેવામાં મને હરકત નથી."

મેં તેને કહ્યું, "તું સઘળી ખરી હકીકત મને કહે."

તેણે કહ્યું, "તમને મેળવવાની ખટપટ કરવા માટે આજ સૂધીમા મને ઘણા પુરૂષોએ કહ્યું છે; પરંતુ તમારો નિશ્ચયી સ્વભાવ તથા સદાચારથી વર્ત્તવાનો તમારો સંકલ્પ હું જાણતો હોવાથી મેં તેમની બરોબર એવી ખાત્રી કરી આપી કે, બાલ્યાવસ્થાથી આજ સૂધીમાં સામાન્ય પાપ પણ તમારે હાથે થયુ નથી. મારા એવા પ્રયત્નથી ઘણા પુરૂષોએ તમારો નાદ છોડી દીધો. એક તરૂણ ગૃહસ્થ તો તમને પ્રાપ્ત કરવાની આશામાં નિરાશ બની વૈરાગી થયો છે તથા દેશ વિદેશ ફર્યા કરે છે. એ તરૂણનાં વૃધ્ધ માતા પિતા હમણાં શોકસિંધુમાં ડુબી ગયાં છે. વળી તમારા ઉપર આજે પત્રો આવ્યા છે તેનો લખનાર દઢાગ્રહી, નિશ્ચયી અને દીર્ઘદૃષી પુરૂષ છે. એ અહીંનો સરદાર હરિસિંહ છે. એણે મને પુષ્કળ અભિવચન આપી એમ કહ્યું છે કે, 'જો તું મારૂં આટલું કામ કરીશ તો હું તારૂં ચિરદારિદ્રય દૂર કરીશ.' આમ

છતાં મેં તેના અંતરમાં આશા ઉપજે એવો એક પણ શબ્દ કદાપિ ઉચ્ચાર્યો નથી. આવો નાદ છોડી દેવાનું મેં તેને સેંકડો વખત કહેલું હોવા છતાં તેણે કાંઇ સાંભળ્યું નથી. છેવટે તે આટલી હદ સુધી આગળ વધ્યો છે. આમાં મારો સહજ પણ અપરાધ નથી. પછી તમને જે લાગે તે ખરૂં."

પુજારીની હકીકત સાંભળી મેં કહ્યું, "જો તું કહે છે એ વાત ખરી હોય તો તારો કાંઈ દોષ નથી. આજે તું એ વિષયલંપટ હયવાન પાસે જઇ તેને કહેજે કે "તારા પત્રો પહોંચ્યા છે. પર સ્ત્રીના નાદથી રાવણ જેવાની કેવી દુર્દશા થઇ છે એ વાત યાદ કરી તું તારી દુષ્ટ બુધ્ધિ છોડી દે. સીતાદેવીને રામચંદ્ર જેવા દેવાંશી પ્રબળ પરાક્રમી પતિ હતા; પરંતુ મને કોઇનો આધાર નથી એવું જો તુ સમજતો હોય તો એ તારો ભયંકર ભ્રમ છે. એ પ્રાતઃસ્મરણીય શ્રી રામચંદ્ર પ્રભુ સઘળી પતિવ્રતા સ્ત્રીઓના શીયળનું રક્ષણ કરે છે. એ પ્રભુ ઉપર મારો સંપૂર્ણ વિશ્વાસ છે. હું વૈધવ્ય દશામાં જ મારૂં અવશિષ્ટ આયુષ્ય પસાર કરીશ. હું તને તો શું પરંતુ પ્રત્યક્ષ ઈંદ્ર આવે તો તેને પણ વશ થાઉં તેમ નથી. એ મારો દૃઢ સંકલ્પ છે. આમ હોવા છતાં જાણી જોઇ મૂર્ખતાને વશ થઈ તું આત્મહત્યા કરીશ અગર તારા જીવને દુઃખ દઈશ તો તેનો મને કાંઈ દોષ લાગનાર નથી. તારા પાપનો ઘડો ભરાયો હશે તેથી જ તને આત્મહત્યા કરવાનો વિચાર સૂઝયો હશે. આથી વિશેષ હું શું કહું ? હું આ સંદેશો નમ્રતાપૂર્વક મોકલું છું તથા કૃપા કરી એ સ્વીકારવો એવી મારી નમ્ર વિનંતિ છે."

મારૂં ભાષણ સાંભળી પુજારી ઇન્દુલાલ ચુપકીદીથી ઉઠી ઉભો થયો; પરંતુ તેની મુખમુદ્રા ઉપર નિરાશાની છાયા છવાઇ ગયેલી મારા જોવામાં આવી.

મેં પુજારીને વિદાય તો કરી દીધો; પરંતુ એ વખતથીજ મારૂં મન ચંચળ તથા ઉદ્વિગ્ન બની ગયું. હું મારા મન સાથે વિચાર કરવા લાગી કે, મારો આ સંદેશો સાંભળી એ સરદાર શાન્ત થશે તો ઠીક છે; પરંતુ તે જો કદાચ આત્મહત્યા કરે તો અમુક અંશે એનું પાપ મને નહિ લાગે કે? દુનિયાના માણસો કેટલા બધા મૂર્ખ છે? જે વસ્તુ પોતાને પ્રાપ્ત થઇ શકે તેમ નથી તેની ઇચ્છા કરી સંસારનો તો શું પરંતુ પ્રાણનો સુધ્ધાં ત્યાગ કરે છે! મને મેળવવા પુષ્કળ પુરૂષોએ પ્રયત્ન કર્યો છે એમ પુજારીએ કહ્યું છે. એ સહુના અંતરાત્માને દુઃખી કરવામાં હું કારણભૂત થઇ છું ને? મારે લીધે જ એક તરૂણ, વૃધ્ધ માતા પિતાનો ત્યાગ કરી વૈરાગી થયો, એ જીવ આપવા તૈયાર થયો તથા બીજાઓની કેવી સ્થિતિ થઇ હશે એ કોણ જાણે છે! ઇશ્વરે મને આવું રૂપ શા માટે આપ્યું!

જેનો ઉપયોગ નથી એવી સેંકડો-હજારો વસ્તુઓ ઉત્પન્ન કરી તેનાથી બીજાઓને વિના કારણ દુઃખ દઇ તેમનો નાશ કરવા જેવી મૂર્ખતા ઇશ્વર કરતો હશે કે! આ મારા સ્તન,-જેને એક વખત જોવાનો સેંકડો પુરૂષો પ્રયત્ન કરે છે તેનો મને શો ઉપયોગ છે? જે વૈધવ્ય દશા ઇશ્વરે મને આપી છે તે મારે મૃત્યુપર્યંત ભોગવવી જોઇએ એમ શાસ્ત્રવિશારદ પંડિતો કહે છે. તથા એજ જ્યારે ખરી નીતિ છે ત્યારે પછી આ સ્તનમાં દૂધ ઉત્પન્ન થવાનો કાંઇ સંભવ છે કે! નીતિથી વર્તવુ એવો ઇશ્વરી નિયમ છે તો પછી ઇશ્વરે વિના કારણ શા માટે મને આ સ્તન આપ્યાં! જે બાળબચ્ચાંવાળી સંસારી સુંદરીઓ છે તેમને સ્તનની જરૂર છે; પરંતુ વંધ્યા તથા વિધવા સ્ત્રીઓને ઇશ્વર શા માટે સ્તન આપે છે? વળી હું કેવળ સ્તન સંબંધીનો

જ વિચાર શા માટે કરૂં છું ? મારા જેવી સ્ત્રીને ગર્ભાશયની પણ શી જરૂર છે ? વિધવા થયા પછી તેની કામવાસનાનો ઇશ્વર વિનાશ કેમ કરતો નથી ? જે જોતજોતામાં પતિનો જીવ લઈ શકે છે તે વિધવાની કામવાસનાનો ઇચ્છે તો વિનાશ ન કરી શકે કે ? નીતિસંરક્ષણના આ નિયમો શા માટે ઘડવામાં આવ્યા છે ? પતિનું મૃત્યુ થતાંની સાથે વિધવાએ અલંકાર પહેરવા નહિ, કુંકુમ અને કંકણનો ઉપયોગ કરવો નહિ, કેશ-કલાપ કાઢી નાખી મસ્તક વિદ્રુપ બનાવવું વગેરે નિયમો ઘડયા, પરંતુ એથી નીતિનું સંરક્ષણ થાય છે કે ? કચરાની પેટીઓમાંથી તરતનાં જન્મેલાં સેંકડો બાળકો કયા કાર્યને પરિણામે મળી આવે છે ? વિધવા થયા પછી આડું પગલું પડતાં કેટલી સ્ત્રીઓ જાતિ બહિષ્કૃત થાય છે ? કેટલી બધી સ્ત્રીઓ નિર્દયતાથી બાળ-હત્યા કરી પોતાની સગર્ભાવસ્થા છુપાવે છે ? કેટલી સ્ત્રીઓ એવી રીતે સંસાર છોડી આત્મહત્યા કરે છે ? એટલી બધી પંચાતની શી જરૂર હતી ? પતિના મૃત્યુ પછી વિધવા સ્ત્રી કાળી ઠીકરા જેવી થઇ જતી હોત, તે તદ્દન કદરૂપી બની જતી હોત, તેની કામવાસનાનો નાશ થતો હોત તો કોઈ પણ પ્રકારના અનિષ્ટની આશંકા રહેત નહિ. આ ઉપરથી ઇશ્વરને મૂર્ખ કહેવો જોઇએ કે ? ના ના, ઇશ્વરને મૂર્ખ કહેવો એ ઘાણું અયોગ્ય છે. વનસ્પતિના તથા પ્રાણીઓના પોષણની જ વ્યવસ્થા ઇશ્વરે કરી છે તેનો લક્ષ્યપૂર્વક વિચાર કરી જોવામાં આવે તો તેનું અદ્દભુત ચાતુર્ય તથા અકલ્પિત કર્તવ્ય જોઇ અંતઃકરણ સ્તબ્ધ થઈ જાય છે. તેણે આજે સ્તન તથા ગર્ભાશયાદિ અવયવ આપેલા છે તે વૈધ-વ્ય સ્થિતિ પ્રાપ્ત થયા પછી કાયમ રહે છે તથા કામવાસનાનો નાશ થતો નથી એ ઉપરથી એનો કાંઇ એવો હેતુ નથી-દેખાતો

કે, હમણાં જે સ્થિતિમાં વિધવાઓને સમાજ રાખે છે તેવીજ સ્થિતિમાં તેમણે રહેવું જોઇએ. એ તો શયતાની, સ્વાર્થી સમાજનો વિધવા સ્ત્રીઓ ઉપર એક પ્રકારનો રાક્ષસી જુલમ છે. એ જુલ્મને લીધેજ આર્યાવર્તમાં હજારો બાળહત્યાઓ તથા આત્મહત્યાઓ થાય છે તથા સુંદર અવયવો અને ઇંદ્રિયો વૃથા થાય છે એમાં કાંઇ સંદેહ નથી. સતી થવાનો રીવાજ પણુ ઇંગ્રેજ સરકારે દયાળુપણાનો ઢોળ દર્શાવી બંધ કર્યો છે: પરંતુ તેમ કરતાં પૂર્વે સરકારે પૂરતો વિચાર કર્યો હોય એમ મને લાગતું નથી. એક તરફથી સરકાર સતી થવા દેતી નથી બીજી તરફથી લોક કહે છે, 'ખબરદાર રહો, જો આડું અવળું ડગલું ભરશો તો જાત તથા આબરૂથી જશો. વિધવા સ્ત્રીનાં માબાપ જન સમાજમાં નીચુ ન જોવું પડે એવા ભયથી કન્યાને ઉપદેશ આપતાં કહે છે કે, 'અમારા કપાળમાં કલંક લાગે એવું આચરણુ તું આચરીશ તો અમે જીવથી જઇશું.' આમ છતાં સરકાર તથા લોક એવો વિચાર નથી કરતા કે, એ સ્ત્રીઓએ એવી હાલતમાં કેવી રીતે રહેવું !

મારી વાત અલગ છે: પરંતુ પોતાની વિધવા કન્યાને જે માતા એવો ઉપદેશ આપે કે, 'તારા ઉપર માઠો પ્રસંગ આવ્યો છે: ઇશ્વરેચ્છા આગળ કાંઇ ઉપાય નથી. તારે બ્રહ્મચર્યવ્રત પાળી કઠોર વ્રત નિયમથી દિવસ કાઢવા જોઇએ.' તેજ માતા પોતાની તરૂણુ કન્યાને અંતઃપુરમાં એકલી સુવાડી દશ વાગતાં ન વાગતામાં પોતાના પતિના શયનગૃહમાં ચાલી જાય તો કન્યાનું હૃદય કેવું બંડખોર બની જાય ! પોતાની વિધવા કન્યા ઘેર હોય ત્યાં સુધી પતિથી અલગ રહી તે કન્યાની સોબત ન કરી શકે એ આશ્ચર્યનો પ્રકાર છે ! ઘરનાં સઘળાં યુગલ પોતપોતાના શયનગૃહમાં જઇ રતિતાંડવમાં કાળક્રમણ કરતાં હોય

એવી રાત્રે અંતઃપુરના એક ખુણામાં એકલી પડેલી તરૂણ વિધવાના મનમાં કેવા વિચાર ઉત્પન્ન થાય ? તેને એમજ લાગે છે કે, 'આ જીવનનં યૌવન વૃથા ચાલ્યું જાય છે! ઇશ્વરે આ જુવાની, રૂપ અને ગુણ શા માટે આપ્યા છે?' આવા ઉદગાર તેના મુખમાથી હમ્મેશા નીકળ્યા સિવાય રહે ખરા કે ? મારા જેવી મનોનિગ્રહી, પાપભીરૂ તેમજ શાસ્ત્ર સમજનારી વિધવા સ્ત્રીઓની સંખ્યા સમાજમાં કેટલી થોડી છે તેનો કોણ વિચાર કરે છે ? કેટલી વિધવાઓ વીસમીસદીમા મન વચન અને કર્મથી નિષ્કલંક રહી શકે છે ? અમુક વિધવાઓ તો સગર્ભાવસ્થા થતાં ફજેતી થવાની બ્હીકે મનની વસનાઓ દબાવી રાખે છે. વળી જે વિધવાઓ પાછળ દુષ્ટ લોક પોતાની વિષયવાસના તૃપ્ત કરવા દીર્ઘ પ્રયત્નો અજમાવે છે એ વિધવાઓને ફસાતાં કેટલી વાર લાગે ? વળી એક વખત ફસાયા પછી પાપ પ્રકાશિત થવાના ભયથી આત્મહત્યા સિવાય બીજો કયો માર્ગ તેઓ સ્વીકારી શકે છે ? સ્ત્રી જાતિ ઉપર આ કેવો અમાનુષી અત્યાચાર છે! સઘળી વિધવા સ્ત્રીઓ મ્હારા જેવી વિદૂષી અને નીતિપથાવલંબી કયાથી હોઇ શકે ? એ વાત જ અશકય છે! વિધવાઓ આડે રસ્તે ચઢી જઇ આત્મહત્યા કરે એ સમાજનેતાઓના કપાળનુ કલંક છે. એ આત્મહત્યાનું પાપ સમાજને લાગે છે.

એક માણુસને ઓરડીમાં પુરી રાખી તેને એમ કહેવામાં આવે કે, 'શૌચ લાગે તો અહિં પાણી રાખેલ છે, એ શૌચનું પાણી હોવાથી તેનો જો પીવામાં ઉપયોગ કરવામાં આવશે તો તને પાપ લાગશે. પીવા માટે તને બીજું પાણી મળવાનું નથી.' પછી પુષ્કળ તૃષાર્ત્ત થતાં એ માણુસ શૌચ માટે આપવામાં આવેલા પાણીના બ્હીતાં બ્હીતાં બે ઘુંટડા ભરે તો એ

દૂષિત પાણી પીવાનું પાપ એ માણસને લાગે કે જેણે તેને ઓરડીમાં પૂરી રાખ્યો હોય તેને લાગે ? અસ્તુ. આવા અનેક વિધ વિચાર મારા મનમા ઉપજવા લાગ્યા.

હું ઉચ્ચ બ્રાહ્મણકુળમાં જન્મી હતી, શાસ્ત્રવિષયક મને જ્ઞાન હતું તેથી સમાજ વિરૂધ્ધ વર્તી કપાળમાં કલંક નહિ લગાડવામાં તથા જે વૃધ્ધ માબાપોએ બાલ્યાવસ્થાથી ઘણા લાડકોડથી મને ઉછેરી મોટી કરી હતી તેમને દુ:ખી નહિ કરવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો હતો. વૈધવ્ય ધર્મ પાળી સમાજમાં આદર્શ થવાની મારી ઇચ્છા હતી. મારે માટે કોઇ જીવ આપે કે જહન્નમમાં જાય તેની ચિંતા મારે શા માટે રાખવી જોઇએ ?

હું મારા નિત્યક્રમમા ગુંથાઇ. ઇન્દુલાલ પોતાની ઓરડીમા જઈ થોડા સમય સુધી ચિંતાતુર સ્થિતિમાં બેસી રહ્યો. સંધ્યાકાળના અરસામા તેણે પેલા સરદાર પાસે જઈ મારો સંદેશો કહી સંભળાવ્યો.

સરદાર મારો સંદેશો સાંભળી જે કાંઇ બોલ્યા તે તેના મુખે હું સાભળી શકી. તેણે એમ કહ્યુ કે, કાંઇ ચિંતા નહિ. એ એના શીયળનું રક્ષણ કેવી રીતે કરે છે એ હું જોઈ લઈશ.' મે વિચાર્યું કે, 'હું એ વિષયલંપટ નરપશુની નજરે પણ પડીશ નહિ'' આમ વિચારી હું ઘણી સાવધાનતાથી રહેવા લાગી. પછી પંદર દિવસ મારા મકાનને આગ લાગી. હું એક નવું મકાન ખરીદી તેમાં રહેવા ગઇ.

એ વાતને બે ત્રણ મહિના થઇ ગયા એટલે એકાએક હું અભડાતી બંધ થઈ તથા મારી પ્રકૃતિમાં હું ન સમજી શકું તેવો ફેરફાર થઇ ગયો. હમ્મેશના નિયમ પ્રમાણે હું કેમ અભડાઇ નહિ તથા એવી રીતે આપોઆપ એકાદ પાળી ચુકી જવાય છે કે કેમ એવો મેં મારા ઘરની એક ઘરડી દાસીને પ્રશ્ન

પૂછ્યો. એ ડોસી ઘણા કાળથી અમારા શ્વસુરાલયમાં નોકરી કરતી હતી તથા જે ઓરડામાં હું સૂઈ રહેતી હતી તેનાં દ્વાર પાસે જ એ હમ્મેશાં સૂઇ રહેતી હતી. મારા પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું, "કાંઇ દુઃખ થઇ આવતાં અગર પ્રકૃતિ ક્ષીણ થતાં અટકાવ દેખાતો બંધ થઇ જાય છે તથા એક પ્રકારના રોગથી પણ એમ બને છે. એ રોગ લાગુ પડતાં પેટ પણ સગર્ભાવસ્થાની માફક મોટું થતું જઈ જોનારને રોગિણી સ્ત્રી ગર્ભવતી હોય એમ લાગે છે. દૈવયોગે જો કદાચ તે વિધવા હોય છે તો લોકોમાં તેના ચારિત્ર્ય સંબંધી વિવિધ પ્રકારની અફવા ઉડે છે; પરંતુ દશ બાર મહિના વીતી જવા છતાં પ્રસૂતિ નહિ થવાથી એ રોગ છે એમ સાબિત થાય છે. નિપુણ વૈદ્ય આરંભમાં જ પરીક્ષા કરી એ રોગ છે એમ ખાત્રીપૂર્વક કહી શકે છે."

પછી મેં એક વૃધ્ધ વૈદ્ય બોલાવી મંગાવ્યો તથા તેને મારી પ્રકૃતિ બતાવી. એ વૈદ્યે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, 'આ રોગ નહિ પરંતુ સગર્ભાવસ્થા છે,' મેં તેના પગે હાથ મૂકી કહ્યું, 'હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મેં બિલકુલ આડું પગલું ભર્યું નથી.' વૈદ્યે કહ્યું, 'તમારા મનની વાત તમે જાણો; એ વિષયમાં ઉંડા ઉતરવાની મને જરૂર નથી. છતાં હું એટલું ખાત્રીપુર્વક કહું છું કે, તમે સગર્ભા થયેલાં છો. મારૂં આ કથન અસત્ય ઠરે તો હું મારો વૈદ્યકીય વ્યવસાય છોડી દેવા તૈયાર છું."

વૈદ્યનો અભિપ્રાય જાણ્યા પછી મારા મનની સ્થિતિ કેવી થઇ હશે તેની કલ્પના તમે જ કરી જુઓ. રાત દિવસ હું ચિંતાતુર રહેવા લાગી. ઘરનું કાંઇ કામકાજ મને સૂઝતું નહોતું. દરરોજનું હિસાબ તપાસવાનું કામ પણ છ સાત દિવસના અંતરે થવા લાગ્યું.

ત્રણ મહિના વીતી ગયા ત્યાં સુધી વૈદ્યનું કથન કદાચ અસત્ય ઠરશે તથા હું પુનઃ પ્રથમની માફક રજસ્વળા થઈશ એવો મ્હારા મનમાં સંશય હતો; પરંતુ મ્હારા દુર્ભાગ્યે એ નિપુણ વૈદ્યે કહેલાં ભાવી લક્ષણોનો સાક્ષાત્કાર મ્હને થવા લાગ્યો. સ્તન વિશેષ પુષ્ટ થયા તથા તેની ડીટડીઓએ શ્યામવર્ણ ધારણ કર્યો. ત્યાર પછી વિના વિલંબે સ્તનમાંથી દૂધ જેવો ચીકણો પદાર્થ નીકળવા લાગ્યો. નિતંબ ભારે થઇ ગયાં. શરીર આળસુ બની ગયું તથા સાડા ચાર મહિના થતાં ગર્ભની હિલચાલનો સુધ્ધાં મ્હને ભાસ થયો.

પછી મ્હારી ગભરામણ ઘણી વધી ગઇ. કોઇ પ્રકારે મ્હારી આબરૂ બચશે નહિ એમ મ્હને લાગ્યું. હવે ઘેર રહેવું મ્હને સલામતી ભરેલું લાગ્યું નહિ. મ્હને એમ લાગતું હતું કે, દેવ, ગંધર્વ, પિશાચ એવી જે ગુપ્ત પરંતુ ઇચ્છા થતાં પ્રકટ થવાની શકિત ધરાવનાર જે નીતિ છે તેની અદ્દભુત કરણીથી મ્હારી એવી દુર્દશા થઇ હશે ! પરંતુ પૂરતો વિચાર કરી જોતાં ચાલૂ જમાનામાં એવું એક પણ ઉદાહરણ જોવામાં નહિ આવવાથી એ વાત ઉપર હું વિશ્વાસ મૂકી શકતી નહિ. વળી મ્હારી અજાણતાં જે બનાવ બન્યો હતો તેને માટે ખરી રીતે હું જવાબદાર નહોતી. મ્હને એમ લાગતું હતું કે, કદાચ દેવ ગંધર્વાદિદ્વારા એ કાર્ય થયું હશે તે તો આકાશવાણી કરી મ્હને નિર્દોષી ઠરાવશે; પછી જગતમાં હું ઉજ્વળ મુખે ફરી શકીશ અને સંતાનનું મ્હોં સુધ્ધાં જોઇ શકીશ. મ્હારા પતિનો મ્હારા ઉપર સંપૂર્ણ પ્રેમ હતો. એમની વાસના પૂર્ણ થઇ નહોતી. કદાચ પિશાચ રૂપે તેમણે આવી મ્હારામાં ગર્ભની સ્થાપના કરી હોય તો ! પરંતુ પાછો એવો વિચાર આવતો કે, દુનિયા એ વાત ખરી માની શકે

તેમ નથી. હરિ હરિ! મારા કપાળમાં કદાપિ ન ભુંસાય એવું કલંક લાગ્યું. મારી આબરૂ જવાનો વખત આવ્યો. પરોપકાર તથા સદાચારમાં આયુષ્ય પસાર કરવાની મારી ઇચ્છા ઈશ્વરી સંકેતથી પાર પડી નહિ. મારાં માતા પિતા આ વાત જાણશે તો પ્રાણનો ત્યાગ કરશે, તથા એનું સઘળું પાપ મને લાગશે. આવા વિવિધ વિચાર મારા મનમાં આવવા લાગ્યા.

માતા પિતા સંબંધી મને વિશેષ દુઃખ થયું. વચ્ચે વચ્ચે બનેલો બનાવ તેમને જણાવવાની ઇચ્છા થતી હતી; કેમ કે તેઓ એ વાત ગળી જઇ માયા બંધનમાં બંધાયલાં હોવાથી મારા ઉધ્ધારનો કોઇ માર્ગ કાઢશે એવી મને આશા હતી; છતાં પિતાની ધર્મ પ્રિયતાની કલ્પના ઉપજતાં મારી એ આશા નિર્મૂળ થઇ જતી હતી. વ્યભિચારિણી વિધવાઓ પોતાનું કુકર્મ છુપાવવા યાત્રા નિમિત્તથી નાશિક, પંઢરપુર કે એવા કોઈ બીજા સ્થળે જાય છે તથા પોતાનાં દશેક દિવસની ઉમ્મરનાં સંતાનોને અનાથ બાળરક્ષકગૃહમાં સોંપી દે છે. પછી એવાં બાળકોને ખ્રિસ્તી લોક ઉછેરી મોટાં કરે છે. આવી રીતે સગભાં વિધવાઓ પોતાનું પાપ છુપાવી દઈ પુનઃ સમાજમાં ભળી પ્રતિષ્ઠિત તથા સદાચારી સાધ્વીનું રૂપ ધારણ કરી નિર્વિઘ્ને હરી ફરી શકે છે. આમ જ્યાં પાપ છુપાવવા માટે ગર્ભપાત કરવા કરતાં અગર બાળહત્યા કરવા કરતાં બાળકને જન્મ આપી અનાથ બાળરક્ષકગૃહમાં સોંપી દેવામાં આવે એ વિશેષ ઇષ્ટ છે. મારાથી એમાંનું કાંઇ થઇ શકે તેમ નથી. મારા ગર્ભમાં રહેલા સંતાનનો હું ત્યાગ કરૂં એના જેવું મહાપાપ બીજું એક પણ નથી. ઇશ્વરે મ રા સ્તનમાં જે દૂધ ઉત્પન્ન કર્યું છે, તે જમીન ઉપર કાઢી નાખવા માટે અગર અંદર ને અંદર સમાવી દેવા માટે નથી કર્યું. એ દૂધથી

મારા ગર્ભસ્થ બાળકનું પોષણ થવું જોઇએ એવો જ ઇશ્વરનો હેતુ છે. એ હેતુ સિધ્ધ થઇ જગતમાં ઉજ્વળ મુખે હરી ફરી શકાય તોજ જીવનની સાર્થકતા છે. વાડ જ જો વેલો ગળી જાય તો પછી તેનું રક્ષણ કોણ કરે? ગમે એવી ચાંડાલિની સ્ત્રીએ પણ એવું કૃત્ય કરવું જોઇએ નહિ. હું પણ એવું કૃત્ય કરી શકું તેમ નથી. ત્યારે શું હું મારી ખરી હાલતને માતા પિતા તથા જગતની નજરે ખુલ્લી કરૂં? એમ કરવાથી ન્યાત જાતમાં તથા સમાજમાં મારો તિરસ્કાર નહિ થાય કે? ના ના, જગતનો—સગાં સંબંધીનો તિરસ્કાર વેઠી કુલટા કામિની અગર વંઠેલી વિધવા તરીકે ઓળખાવા કરતાં મરણને શરણ થવામાં જ શ્રેય છે. જગતના સંબંધની મને જરૂર નથી, માતા પિતાના મૃત્યુનું કારણ થવા કરતાં હું પોતે જ આત્મહત્યા કરી ઇશ્વરના દરબારમાં જઇ પૂછીશ કે, 'હે પ્રભુ! આ તું શું કરે છે? મારા જેવી અબળાને તું આવા સંકટમાં કેમ ફસાવે છે? અમારી ગર્ભધારણ કરવાની શક્તિ અગર કામવાસનાનો પતિના મૃત્યુ સાથેજ તું નાશ કેમ નથી કરતો?' એવા પ્રશ્નો પૂછી ઇશ્વરને હું અવશ્ય કહીશ. અગ્રેસર ગણાતા માણસો આવા પ્રશ્ન પુછવાથી કુંઠિત થાય તેમ છે; પરંતુ ઘણા કાળથી ચાલતી આવેલી રૂઢીના બંધનને તોડવાની હિમ્મત તેમનામાં નથી.

બધી વાત ફુટી લોકોમાં ફજેતી થાય તે પૂર્વેજ આત્મહત્યા કરવાનો મ્હેં મ્હારા મન સાથે નિશ્ચય કર્યો. તથા હું નજીક આવેલા એક કૂવા પાસે ગઇ. હું એ કુવામાં કુદકો મારવાની તૈયારી કરતી હતી એવામાં ઇન્દુલાલે નજીક દોડી આવી મ્હારો હાથ પકડી રાખી કહ્યું, "આવી રીતે તમે આત્મહત્યા ન કરો. તમારે માટે હું તમે કહો તે કરવા તૈયાર છું. પેલા સરદાર

તમારા પ્રથમના મકાનમાં કોઇ પણ રીતે પ્રવેશ કરી શકે એવો ઉપાય ન હોતો તેથી એ મકાનને અગ્નિસંયોગ કરવામાં આવ્યો તથા આ નવીન મકાન તમને મળે એવો યત્ન કર્યો. આ મકાનની અંદર જે ઓરડામાં તમે સૂઇ રહો છો એ ઓરડામાં બ્હારથી આવી શકાય એવો એક ગુપ્ત માર્ગ છે. એ રસ્તેથી રાતના વખતે હું તથા સરદાર તમારા ઓરડામાં આવી ઓષધિ પ્રભાવથી તમને બેહોશ બનાવી વાસના તૃપ્ત કરતા હતા. એ કાર્યનો સઘળો દોષ મારા તથા સરદારના ઉપર છે." ઇન્દુલાલનું આ ભાષણ સાંભળી મારા મનમાંથી દેવ ગંધર્વ નાશી છુટયા. મેં એ શયતાનને કહ્યું, "આ વાત તેં શા માટે મારાથી આજ સૂધી છુપાવી રાખી ?" પુજારી બોલ્યો, "ખરી વાત જાણવામાં આવતાં માથું પટકી તમે પ્રાણ ત્યાગશો એવો અમારા મનમાં ભય હતો."

હું કૂવા પાસેથી દૂર ખસી ગઈ. મારા ખેદનો પાર રહ્યો નહિ. મેં ઇન્દુલાલને કહ્યું. "જા, તું જઇને સરદારને મારી પાસે બોલાવી લાવ હુ હમણાં જ એમને મળવા ઇચ્છું છું. જે કાંઇ થયું છે તે હવે મિથ્યા થનાર નથી." આમ કહી મેં તેને વિદાય કર્યો. તે દૃષ્ટિથી દૂર થયો એટલે ઝડપથી કૂવા નજીક જઈ હું અંદર કુદી પડી. અત્રે મારી આત્મહત્યાનો અંત આવે છે. હવે એમાં જે કાંઇ ન્યાય અન્યાય હોય તેનો નિશ્ચય તમે જ કરો. મને કાંઈ મારો જીવ અળખામણો નહોતો.

પછી યમરાજે અન્ય મનુષ્યને આગળ બોલાવ્યો તથા તે પોતાની આત્મકથા કહેવા લાગ્યો.



# પટેલની આત્મકથા



મહારાજ ! દેવાધિદેવ ! આખા જગતના ન્યાયકર્ત્તા આપ જ છો, એટલે મારી હકીકત મીઠું મરચું ભભરાવી કહી શકાય નહિ; પરંતુ આપને હું એટલું તો ખાત્રીપુર્વક કહું છું કે, અત્યાર સુધીમાં આત્મહત્યા કરવા માટે જે જુબાનીઓ પડી છે, તે તરફ જોતાં તેઓનાં કરતાં મારી આત્મહત્યાનું કારણ વધારે યોગ્ય છે, એમ આપને કબૂલ કરવું પડશે.

હું જાતનો કણબી છું. ખેતીવાડી કરી જીવન નિર્વાહ કરવાનો મારો ધંધો છે. મારે પિતાશ્રીના વખતથી શાહુકારનું કર્જ ચાલ્યા આવ્યા કરતું હતું એટલે તેણે મારી સાથે તગાદો માંડયો હતો. શાહુકારના ત્રાસથી હું કંટાળ્યો અને બધી જમીન તથા ઘર વેચી મેં પિતાશ્રીનું કર્જ ફેડી દીધું. અમારા કુટુંબમાં અમે બે ભાઇ જ રહ્યા હતા. બાકી બધાં ગુજરી ગયાં હતાં. ઘરની જમીન અને ઘર વેચાઇ જવાથી અમે બન્નેએ મજુરી કરીને પેટ ભરવા માંડયું. ખેતરનાં કામ વખતે અમને કામ મળતું અને તેમાં અમે બન્ને અમારો ગુજારો કર્યે જતાં હતાં; પરંતુ તે કામ પૂરૂં થતાં અમોને ઘેરે બેસી રહેવું પડતું અને કોઇ કોઈ વાર અનાહારે પણ દિવસો વિતાડવા પડતા.

આમ કેટલાક દિવસો વીત્યા બાદ અમો બન્નેને નોકરી મળી ગઇ. નાના ભાઇને એક વાણીયાની દુકાને રાખ્યો અને હું એક શ્રીમંત ગૃહસ્થને ત્યાં ઘરકામ માટે નોકર રહ્યો. મને ખાઈ પીને વરસના રૂપિયા બાર પગાર મળતો હતો અને નાના

ભાઇને પણ ખાઈ પીને મહિને બે રૂપિયા પગાર મળતો હતો.

આમ કેટલાક દિવસો ગયા બાદ ખાવા પીવાની સગવડને લીધે અમારી પ્રકૃતિ જે બગડી ગઇ હતી, તે દિન પ્રતિદિન સુધરવા લાગી અને બન્ને સશક્ત બની ગયા. અમારી ખીલતી યુવાની અને ઉત્તમ આહારાદિથી અમારાં શરીર એવાં તો મજબૂત બની ગયાં કે, એકને બદલે અમે બબ્બે માણુસનું કામ કરવા લાગ્યા. અમારૂં કામ જોઈ માલેકો પણ ખુશ ખુશ થઇ જતા.

એક દિવસે મારા નાના ભાઇના શેઠે તેને કહ્યું–"તને બાયડી પરણાવી દઉં ?"

મારો ભાઈ ચુપચુપ બેસી રહ્યો. તેણે ઉત્તર આપ્યો નહિ એટલે શેઠે પુનઃ પૂછ્યું–"બોલતો કેમ નથી ? ખરચની બિલકુલ ચિંતા કરીશ નહિ. તારાં લગ્ન માટે જેટલા પૈસાનો ખર્ચ થશે તે હું કરીશ. તે આસ્તે આસ્તે નોકરી કરીને ફેડી દેજે."

શેઠનો જ્યારે આવો અત્યાગ્રહ તેણે જોયો ત્યારે તે બોલ્યો–"શેઠ, મારા મોટા ભાઇનાં લગ્ન હજી થયાં નથી, તે પહેલાં મારા લગ્નની વાત કેમ કહાડી શકાય ?"

શેઠ તે વખતે ખુશ મિજાજમાં હતા. તેમણે કહ્યું–"બન્નેનાં લગ્ન માટે જે ખર્ચ થશે, તે હું આપીશ. પછી તો હરકત નથી ને ? જા, ભાઇને મળી કેટલો ખર્ચ થશે તે નક્કી કરી આવ."

મારા ભાઇને અત્યાનંદ થયો. તે દોડતો મારી પાસે આવી પહોંચ્યો અને બધી વાત મને કહી સંભળાવી.

મને પણ તે વાત પસંદ પડી. યુવાવસ્થામાં સ્ત્રી ન હોય તો જીંદગી કેવી કંટાળા ભરેલી જાય છે, તેની પ્રતીતિ તો જેના પર તેવો પ્રસંગ આવ્યો હોય તેને થઇ ગયેલી હોય છે.

તેમાંય વળી હું ગરીબ. ખીસામાં ચાર આનાના પણ પૈસા હોય નહિ. અને હોય તો પણ આટ આટલી સ્ત્રીઓ પતિનો ત્યાગ કરી વેશ્યાઓની દુકાનો માંડીને બેઠેલી હોય છે, તે પણ અમારા જેવાને તેઓનાં બારણે ઉભા રહેવા દે નહિ. તેઓને પૈસાવાળાના છોકરાઓને બગાડવા જોઇએ. મારા જેવાઓ પાસેથી તેઓને શી પ્રાપ્તિ થાય ? વળી તેવીઓને એકાદ રોગ તો હોય જ એટલે પહેલી મુલાકાતેજ તેઓનો 'ટ્રેડ માર્ક' લઈ જીંદગી સુધી રીબાતા રહેવું પડે અને એકવાર તે સ્વાદ ચાખ્યો એટલે હરાયા ઢોરની માફક તે પાપાચરણમાંથી નીકળવું મુશ્કેલ થઈ પડે.

ગત જન્મમાં કઈ પાતકો કર્યાં હશે, તેનાં ફળ અત્યારે તો ભોગવી રહ્યો હતો. તેમાં વળી આ જન્મમાં પાતક કરી આવતા જન્મ માટે નવો પાપનો ભારો શા માટે બાંધવો ? એવા વિચારથી પાપ કર્મ કરવાને હું ડરતો હતો છતાં મારો જીવ તો હમેશાં બળ્યા કરતો અને મનમાં થતું કે, કોઈ પૈસા આપે તો લગ્ન કરૂં અને નોકરી કરી તેનું કર્જ ફેડી દઉં." આવા વિચારોની ધડમથલ મારા મનમાં થયા કરતી હતી, તેવામાં મારા ભાઇએ ખુશ ખબર આપતાં કહ્યું કે, "આપણા બન્નેનાં લગ્નનો ખર્ચ મારો શેઠ આપે છે." આ ખબર મળતાં મને કેટલો બધો આનંદ થયો હશે, તેની કલ્પના તો આપ જ કરી લ્યો.

જો કે, ભાઈ જે નોકરી કરતો હતો, તે નોકરી પહેલાં તો મને મળી હતી, પણ મેં વિચાર કર્યો કે, આપણે મા નથી, બાપ નથી. માત્ર એક ભાઇ છે. માટે બે રૂપિયા પગાર તેને મળશે તો તેનું મન સ્થિર રહેશે. વળી વાણીયાની દુકાને હોય તો ખારેક, ટોપરૂં, ગોળ, સાકર એનો સ્વાદ ચાખવાનો પ્રસંગ પણ આવે. એવા વિચારથી મેં તેને તે નોકરી આપી અને હું

ઘરકામની નોકરી કરવા લાગ્યો; પરંતુ આપણા નસીબમાં બાજરાનો રોટલો અને છાશ જ રહી. શેઠાણી પાસે કોઇ દિવસ અથાણું માગવા જઇએ કે તરત જ મોઢું તોડી લઇને કહે કે, "અહી ક્યાં તારા બાપે બરણીઓ ભરી રાખી છે!" અર્થાત્ આ પ્રમાણે સુખ સગવડની નોકરી નાના ભાઇને આપવાથી જ ઇશ્વરે બંધુ પ્રેમનું ફળ આપ્યું એમ માની મેં તેનો આભાર માન્યો.

ત્યાર પછી એક ચૌદ વર્ષની કન્યા મારા માટે અને બાર વર્ષની ભાઇ માટે શોધી કહાડી. લગભગ બે એક મહિના પછી અમારાં બન્નેનાં લગ્ન થઇ ગયાં. આ લગ્ન કરી આપવાના ખર્ચના બદલામાં "નવ વર્ષ સુધી વગર પગારે નોકરી કરાશ," એમ મારા ભાઇને તેના શેઠને લખી આપવુ પડયું.

અમો બન્ને ભાઇઓનાં લગ્ન થવાથી અમોને અત્યાનંદ થયો. અમારી સ્ત્રીઓનાં એક બે આણાં થયાં અને તેટલા વખતમા શેઠ પાસેથી કરજે કાઢેલા પૈસા ખલાસ થઇ ગયા.

અમે એક સોનીનું જરી પુરાણું ઘર ભાડે રાખ્યુ હતું અને તેને મહિને દિવસે ચાર આના ભાડું આપવાનું કબુલ કર્યું હતું: પરંતુ તે ભાડું પણ અમારાથી આપી શકાતું ન હોતું. નાનાભાઇનો પગાર બંધ થઇ ગયો હતો. કારણ કે, તે લગ્નના કર્જમાં જતો હતો. મને માત્ર મહિને એક રૂપિયો મળતો હતો. તે સિવાય મારી પત્ની અને ભાઈની પત્ની કોઇના દળણાં દળી બે પૈસા પેદા કરતી છતાં તેઓના જીવન નિર્વાહ જેટલું પેદા થઈ શકતું નહિ હોવાથી કોઇ કોઇવાર તેમને અનાહારે દિવસો કહાડવા પડતા.

મારી સ્ત્રી જરા બોલકી હતી. એક દિવસ તેણે મને કહ્યું:-"તમને તો ઠીક છે, શેઠને ઘેરે જમી આવવું, એટલે

બીજાના પેટની શી ચિંતા ! અહિં અમારી કેવી દશા થાય છે, તેની ખબર છે ? બાયડીનાં પેટ ભરવાની શકિત નહોતી તો પરણ્યા શું કામ ?"

તેનું આ ભાષણ સાંભળી મારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પછી વિચાર કર્યો કે, "તે આવાં વચનો સંભળાવે તેમાં તેનો શું દોષ ? તે બોલતી નથી; પણ તેના પેટની આગ તેને બોલાવે છે."

બીજે દિવસે હું મારા શેઠને મળ્યો અને તેમને મેં કહ્યું કે, "શેઠ, તમે મને અહિં જે જમવાનું આપો છો, તે મારે ઘેર લઇ જઇને ખાઉં તો તેમાં કાંઈ તમારે વાંધો છે ?"

શેઠે કહ્યું-"ના, ખુશીથી તારા ઘેર લઈ જઇને ખાતો જજે."

તે દિવસથી દરરોજ મને જે કાંઈ ખાવાનું મળતું તે હું ઘેર લઈ જવા લાગ્યો. તે બન્ને જણીઓ ગામમાં કોઇનું કામ કરી થોડો ઘણો બાજરો-ચોખા વગેરે લઇ આવે તે રાંધે તે સાથે હું ખાવાનું લઇ આવું તે બધું એકઠું કરી અમે ત્રણે જણ વહેંચીને ખાવા લાગ્યા. કોઈ દિવસ તેઓને મજૂરી મળે નહિ, તે દિવસે મારા એકલાના ખોરાક પર જ ત્રણેને ગુજારો કરીને રહેવું પડતું. મારી થાળીમાં જેટલું પીરસવામાં આવતું તેટલું જ હું ખાઇને ઉઠી જતો. કારણ કે, જો વધારે માગું તો પેલી બે જણીઓના ભાગે ઓછું આવે. તેવે વખતે પહેલાંની માફક મારી સ્ત્રી બોલી ઉઠે કે, "જેટલું જોઇએ તેટલું ખાવું હતું તો અહિં શા માટે ખાવાનું લઇ આવ્યા ?" તો હું શું કરૂં ? એવી બ્હીકે ત્રીજે હિસ્સે જે કાંઈ મળતું તે ખાઇ હું દિવસ ગુજારવા લાગ્યો. પરંતુ આમ વર્તવાથી દિન પ્રતિદિન મારી શકિત ક્ષીણ થવા લાગી. શેઠને ત્યાં જમતો હોઉં

ત્યારે થાળીમાં ખાવાનું ખલાસ થાય તો માગી શકાય, પણ અહિં કોની પાસે માગું ? અર્થાત્ ઘેર આવી જમવા લાગ્યો તે દિવસથી મને અર્ધ ભૂખ્યા જ રહેવું પડતું. આનો કોઇ ઉપાય મને સૂજતો નહોતો.

જમી રહ્યા બાદ હું મારી નોકરી પર ચાલ્યો જતો કારણ કે, મને જમવાના વખત જેટલી જ રજા મળતી હતી. થોડી વાર લાગતાં જ શેઠાણીના મગજની ગરમી વધી જતી અને તેમનાં મ્હોડાંમાંથી મુક્તાફળો સંભળાવતાં: " આટલી બધી વાર કેમ લાગી ? બાયડીનું મ્હોઢું જોઇને બેસી રહ્યા તો શું ? કાલથી અહિં જ જમતો જા. " એમ કહી સંભળાવે તો ? આવી બીકથી હું ખાધું ન ખાધું કરી તરત જ શેઠને ત્યાં જલ્દી નોકરી પર હાજર થઇ જતો.

મારા ગયા બાદ ઘરમા વડીલ તરીકે મારી સ્ત્રી જ હતી. એટલે પોતાને જોઈએ તેટલું પોતાની થાળીમા કહાડી બાકીનો ભાગ તે ભાઇની વહુને ખાવા આપતી. ભાઇની વહુ ગરીબ સ્વભાવની હતી. તેણે આ વિષે કોઇ દિવસ મારી પાસે ફરિયાદ કરી નહિ, પણ એક દિવસ એવો બનાવ બન્યો કે, હું જમીને શેઠને ત્યાં ગયો તે વખતે એક ડોસી પોતાને ઘેર ખાંડવાનું કામ હોવાથી તે બન્નેને બોલાવવા આવી. તે વખતે બન્નેએ જમવાનું વહેંચી લીધું હતું એટલે તેમણે કહ્યું કે, જમીને આવીએ છીએ. "

ડોસીએ કહ્યું:–" જમી લ્યો. આપણે સાથેજ જશું."

આ વખતે ડોસીએ પોણા ભાગનું ખાવાનું મારી સ્ત્રીની થાળીમાં અને પા ભાગનું ભાઇની વહુની થાળીમાં જોયું એટલે તેણે જમી રહ્યા બાદ ખાનગીમાં મારા ભાઇની સ્ત્રીને પૂછ્યું:– " કેમરે, તારૂં આટલાથી પેટ ભરાય છે ? "

તેણે જવાબ આપ્યો:—" શેનું ભરાય? તેથી ચાર ગણું હોય તો પણ ખાઇ જાઉં. પણ લાવવું ક્યાંથી?"

"ત્યારે બે જણાં સરખું કેમ વહેંચી લેતાં નથી?"

"ક્યાંથી વહેંચી લઇએ? તે મોટાં રહ્યાં એટલે આપે તેટલું જ ખવાય ને?"

આ વાત બીજા દિવસે પેલી ડોસીએ મને કરતાં કહ્યું— "અલ્યા જરા ઘરમાં ધ્યાન તો રાખ? પેલી ગરીબ ગાય જેવી રોજ સુકાતી જાય છે તેની ખબર પણ રાખતો નથી? ખાવા તો સરખું આપ? તું જે લાવે એમાંથી બન્ને જણાં સરખું વહેંચી લે તો શું ખોટું? આમ તેને ભૂખે મારવાથી શું લાભ થશે? આટલા માટે બાયડીઓ પરણ્યા છો?"

ડોસીનાં વચનો સાંભળી હું શરમીંદો બન્યો ઘેરે જઈ મેં સ્ત્રીને ઠપકો આપ્યો. તેને મારા પર ગુસ્સો આવ્યો એટલે બડબડાટ કરતી બોલવા લાગી—" તે ભૂખે મરી જાય છે, ત્યારે શું હું બાકી રહું છું? ઘરમાં વધારે લાવી આપો એટલે રોટલા તેને વધારે ખાવા આપું! તેણે જ પેલી રાંડ ડોશી પાસે ચાડી ખાધી હશે એટલે જમતી વખતે જ તે બરાબર અહિં આવીને બેઠી હતી!"

મેં મનમાં વિચાર કર્યો કે, કુદરતનો કાયદો છે કે પહેલો હાથ મ્હોડા તરફ વળે એ ન્યાયે તેનો પણ વધારે શું દોષ? પોતાના પેટની લાહ્ય હોલાયા સિવાય બીજાના પેટની દરકાર જગતમાં કોણ કરે છે? પણ હવે આમ લાંબો વખત ચાલવા દેવું એ સારૂં નથી. તેઓને માટે કાંઇક કામ શોધી કહાડવું જોઇએ કે જેથી તેમનાં પેટ તો ભરાઈ શકાય. એક બે વેપારીઓએ મને આવીને કહ્યું કે, અમે..... ગામના રહેવાસી છીએ અને વેપારને અંગે નવી વખારો નાખી છે. ત્યાં કામ

કરવા માટે તેઓને મોકલો, પણ તેઓની આ માગણી મારા મનને રૂચી નહિ. કારણ કે વખારોમાં કામ કરવાથી સ્ત્રીઓ, કેટલા દિવસ સુધી પવિત્ર રહી શકે છે, તેની મને ખાત્રી થઇ ગયેલી હતી.

દરેક વખારોમાં એકાદ મુકાદમ બાઈ હોય છે. તે માલેકની દલાલ હોય છે. વખારમાં નવી અને દેખાવડી સ્ત્રી કામ કરવા આવે કે તરત તેને ભોળવી શેઠની અંકશાયિની બનાવવાનો જ તે પગાર ખાતી હોય છે. તેનામાં નીતિ-અનીતિનો કોઇ વિચાર જ હોતો નથી. પૈસાની અને મિઠાઇની લાલચ બતાવી ગરીબોની સ્ત્રીઓની નવયુવાવસ્થાનો બહાર લૂંટી પોતાની દુષ્ટ કામ વાસના પૂરી કરવાનો તેઓ ધંધો જ લઇને બેઠા હોય છે! આવા માણસો પાસે ગરીબ અને પેટનો ખાડો પૂરવા માટે મજૂરી કરતી સ્ત્રીઓનું શિયળ કેટલા દિવસ ટકી રહે? અને કદાચિત એકાદી મગજની ફરેલી હોય અને શેઠની ઇચ્છા તૃપ્ત ન કરે તો બીજે દિવસે કામ મળવાની મુશ્કેલી! તેને વખારના બારણામાં પણ કોઇ દાખલ થવા દે નહિ. એટલું જ નહિ પણ ચોર કોટવાલને દંડે એમ એકાદ ચોરીનો આરોપ મૂકીને પણ ફસાવ્યા વિના રહે નહિ. પેટને ખાતર સ્ત્રીઓને પોતાના પાતિવ્રતનો આમ ભોગ આપવો પડે અને પછી વરસ બે વરસ મા બાપ કાળાં અને છોકરાં જોયાં હોય તો સફેદ દૂધ જેવાં! તેઓની તે વખતની ઠઠ્ઠા-મશ્કરીની વાતો સાંભળતાં જ શરીરનાં રૂવાંટાં ઉભાં થઈ જાય છે! આવી વખારોમાં પોતાની સ્ત્રીઓને કામે મોકલવા કરતાં ધણીએ ઝેર ખાઇને મરી જવું એ વધારે સારૂં એમ મને લાગે છે. પણ તેઓ શું કરે? પેટની આગ બુઝાવવા માટે પોતાનાં બાળબચ્ચાંઓને (કોને ખબર કોના પેટથી ઉત્પન્ન થયેલાં) રમાડતાં બેસી રહી સ્ત્રીઓને

તેવી વખારોમાં કામ કરવા મોકલતા ધણીઓનો કયાં તોટો છે! તેવી જ વખારોની આ પણ એક શાખા જ સમજવી એમ માની મારી સ્ત્રી તથા ભાઈની વહુને ત્યાં કામ પર મોકલવાની મારી હિંમત ચાલતી નહોતી.

વળી તે સિવાય ધણી-ધણીયાણીને એકજ વખારમાં કામ મળવાની મુશ્કેલી! અને કદાચિત્ જો મળે તો આખા દિવસમાં તેઓની મુલાકાત થવાની વાત તો બાજુએ રહી પણ દૃષ્ટેદૃષ્ટ પણ મળી શકે નહિ. જો કે, બધા વખારવાળાઓ આવા હોતા નથી; પરંતુ મોટે ભાગે તેઓના આવાં ગુણગાન તો હમેશાં ગવાયા જ કરે છે! એટલે આવા નરકાગારમાં લઇ જતા ધંધા કરતાં તેઓ માટે કોઇ બીજો ધંધો શોધી કહાડવાનો મેં નિશ્ચય કર્યો.

આમ લાંબો વખત વિચાર કરી જોયા બાદ મેં તેમને જંગલમાંથી લાકડાં લઈ આવવાનું કામ સોંપ્યું. તે વખતે જંગલનો કાયદો નહોતો, અને ગામમાં એક છીન હતુ એટલે લાકડાનો ખપ સારો થતો. પેટને માટે ગમે તે ધંધો કરવામાં શી લાજ છે, એમ માની મારી સ્ત્રી તથા ભાઇની વહુ લાકડાં લઇ આવી તે વેચી પોતાના પેટ જોગું ગુજરાન ચલાવવા લાગી. આમ ભૂખમરો તો ઓછો થયો પણ આખો દિવસ તડકામાં જંગલની અંદર રખડવાને લીધે તેઓ સુકાવા લાગી અને સાંજે થાકી પાકી સૂઇ જાય કે પાછી તેઓને ઉઠવાને પણ શુદ્ધબુદ્ધ રહેતી નહોતી. આવી સ્થિતિમા આનંદ માની અમે દિવસ ગુજારવા લાગ્યાં એટલામાં મારી સ્ત્રી ગર્ભવતી થઇ અને પૂરે માસે તેણે એક પુત્રને જન્મ આપ્યો.

ગર્ભવતી થયા બાદ સુવાવડનો વખત નજીક આવતાં મારી સ્ત્રી જંગલમાં લાકડાં લેવા જઇ શકતી નહોતી. નહિ તો

પછી જંગલમાં જ પ્રસૂતિ થવાનો પ્રસંગ આવે તો પીડા થઇ પડે. આપ અડચણને લીધે જંગલમાં જવાનું બંધ કરવાથી ભાઇની વહુ જે એક ભારો લાવતી હતી તે કમાણી પરજ પેટ ભરવાનું હોવાથી પુનઃ ભૂખમરાની દશા આવી પહોંચી.

એટલામાં મારા ભાઇના શેઠને ત્યાં પુત્રનો જન્મ થયો. તેમણે મારા ભાઇને કહ્યું કે "તારી સ્ત્રીને તું અહિં લઇ આવ. તેને અમે ખાઈ પીને દોઢ રૂપિયો મહિને આપીશું."

ભાઇએ પોતાની સ્ત્રીને બોલાવી લેવાનો સંદેશો મને કહેવરાવ્યો. તરતજ મેં તેને રવાના કરી દીધી અને વિચાર્યું કે, તેના એક ઉપર તો ઇશ્વરે દયા કરી ખરી. તડકામાં રખડવા કરતાં મીઠા છાંયે શેઠના ઘરમાં રહી છોકરાને રાખવાનું અને તેમને ત્યાંજ જમવાનું એટલે તે બિચારી તો સુખમાં પડી.

મારા ભાઇએ તેના પગારના પૈસા પણ પોતાની પાસે રાખ્યા નહિ. પગાર મળતાં જ તે મારી પાસે મોકલી આપતો. વાસ્તવિક રીતે જોવા જતાં આ રૂપિયા મારા પર મોકલવાનું કાંઇ કારણ નહોતું, પરંતુ ભાઇની પત્નીએ મારા ઘરની હાલ હવાલીથી તેને સંપૂર્ણ માહિતગાર કર્યો હતો એટલે તે મોકલી આપતો હતો. તેના પગારમાંથી બહારથી ઉછીતું લાવી જે કરજ કર્યું હતું તે મેં ફેડી દીધું એટલે મારો જીવ શાંત થયો. પછી મેં ભાઈને એક પત્ર લખ્યો અને રૂપિયા મોકલવા માટે તેનો આભાર માન્યો અને તેની સ્ત્રીને સારી રીતે રાખવાનો ઉપદેશ આપ્યો. કારણ કે, અમારી સાથે તેણે પણ પોતાની જીંદગી ઘણી કષ્ટમય વીતાડી હતી. આ પત્ર વાંચી તેના મનને ઘણો આનંદ થયો.

કેટલાક દિવસ બાદ મારી સ્ત્રી પીઠ પર છોકરાને બાંધી જંગલમાં લાકડાં લેવા લાગી. થોડાંક કંદમૂળ અને એકાદ ન્હાનો

લાકડાનો ભારો તે દરરોજ લઇ આવતી, પણ ચોમાસાને લીધે જીન બંધ થયેલું હોવાથી લાકડાનો ખપ ઓછો થઇ ગયો. એટલામાં જંગલનો કાયદો શરૂ થયો. અમારા જેવા અશિક્ષિત લોકોને કાયદાની શી ખબર ?

એક દિવસ મારી સ્ત્રી ભારો લઇને આવતી હતી તે વખતે રાઉંડ ગાર્ડે તેને પકડી. ભારાનો ભારો ગયો અને ઉપરથી દક્ષણા તરીકે નવું કરજ કરી તેના કપાળમાં દશ રૂપિયાનો ચાંડલો કરી હું તેને પગે પડયો ત્યારે તેણે મારી સ્ત્રીને છોડી દીધી. ત્યારથી નિશ્ચય કર્યો કે, હવે પછી જંગલમાથી લાકડાં લઇ આવવા તેને મોકલવી નહિ.

ત્યારે ધંધો શું કરવો ? તેનું પેટ કેમ ભરવું ? પેલા દસ રૂપિયાનું કર્જ કેવી રીતે ફેડવું એ વિવંચનામાં હું પડયો.

આખરે પાછા હતા ત્યા ને ત્યાં એ ન્યાયે મારી સ્ત્રીને ઘરકામ માટે કિંવા કાંઇ દાણું મળે એ માટે ઘેરેઘેર રખડવુ પડયું. મારી સ્ત્રી ગામમાં કોઇના કામ ધંધા માટે પૂછવા જતી કે તરત જ તેને સાંભળવું પડતું, 'કેમ જંગલ સળગી ગયું ? મજુરી કરી જોઇ ? તારો ભરોસો શો ? કાલે ઉઠીને એક નહિ ને બીજો ધંધો કરવા જઇશ ! અરધું છોડી આખું લેવા જવામાં સાર નથી ! હવે તો અમે કામ કરવાવાળીને રાખી લીધી છે ! વધશે તો તને આપશુ ! આમ અનેક સ્થળેથી મેણાં-ટોણાં સાંભળી તેને ઘેર પાછા આવવું પડતું.

આસ્તે આસ્તે થોડું કામ મળવા લાગ્યુ. ભાઇની સ્ત્રીનો પગાર, કંઇક તેની મહેનત અને કંઇક મારા ખાતાનો હિસ્સો એમ તેનો જીવનનિર્વાહ ચાલવા લાગ્યો. એટલામાં ભાઇને ત્યાથી ખબર આવ્યા કે તેની સ્ત્રીના પુરા દિવસ જાય છે અને થોડા જ વખતમાં સુવાવડ આવશે ! આ સમાચાર સાંભળી એક બાજુથી

આનંદ અને બીજી બાજુથી અસંતોષ મારા દિલમાં ઉત્પન્ન થયો. કારણ કે, વાસ્તવિક રીતે જોતા જતાં સુવાવડ માટે મારે જ તેને મારે ત્યાં બોલાવવી જોઇતી હતી; પરંતુ મારા ઘરની હીન સ્થિતિને લીધે મારી સ્ત્રીને જ મેં તેને ત્યાં મોકલી દીધી.

ત્યાર પછી રાંઉંડ ગાર્ડને આપવા મેં જે દસ રૂપિયાનું કર્જ કર્યું હતુ તે ફેડવા માંડયું. કારણ કે, દસ રૂપિયા પછવાડે દર મહિને મને દસ આના વ્યાજ ભરવું પડતું હતું.

ભાઇની પાસે જવા પછી મારી સ્ત્રીની તબિયત ત્યાં ઘણી સારી સુધરી ગઇ. કહેવામા આવે છે કે, અન્નમય પ્રાણ અને પ્રાણમય શરીર એ કાંઇ ખોટું નથી. ત્યાં વાણીગાને ત્યાંથી ત્રણે જણના ખાવા પુરતું શીધું મળતું હતું. પેટ ભરીને અન્ન મળવાથી તેનો ચ્હેરોજ ફરી ગયો.

થોડા દિવસમા જ ભાઇની સ્ત્રી એક જોડલાંનો જન્મ આપ્યો. આ ખબર મળતા જ હું પણ ચાર દિવસની રજા લઇને મળવા ગયો. ચાર દિવસ અમે બધાએ ઘણાજ આનંદમા પસાર કર્યા. કારણ કે, જમવાની કોઇ વાતની ચિંતા ન હોતી. શેઠની સખ્ત તાકીદ હતી કે, ખાવા પીવા માટે કોઇ વાતની ફિકર કરવી નહિ. દાળ, ચોખા, જે જોઇએ તે લઇ જવા.

અમારે પણ બીજું શું જોઇતું હતું? અમારો બધો આનંદ પેટનો ખાડો પૂરવામાંજ હતો. પેટ ભરીને ખાવા મળે એજ અમારો આનંદનો દિવસ હતો!

ચાર દિવસ બાદ હું પાછો મારી નોકરી ઉપર હાજર થયો. લગભગ ત્રણેક મહિના બાદ મારી સ્ત્રી પણ આવી પહોચી. ભાઇના શેઠે મારા છોકરા માટે એક ઝબલું, ટોપી અને થોડુંક ખાવાનું પણ આપ્યું હતું. મારી સ્ત્રીએ પણ પોતાના

દિયરજીના સુખની વાત કહી સંભળાવી અને તે સાથે સહજ વિનોદ કરતાં કહ્યું કે, 'તમારો ભાઇ ભાગ્યશાળી છે! એક સાથે બે છોકરાનો તેને ત્યાં જન્મ થયો!"

મેં પણ હસતાં હસતાં કહ્યું:–"તેઓને એના ચાર થાય તો પણ ચાલી શકે એમ છે. કારણ કે, તેમને શેઠને ત્યાંથી પેટ પુરતું ખાવાનું મળે છે, જ્યારે આપણને તો તેના પણ વાંધા છે!"

સ્ત્રીએ કહ્યું–"આમ આડું આડું શું બોલો છો? હું પણ ગર્ભવતી છું. ત્રણ મહિના થઇ ગયા છે!"

મેં કહ્યું–"ઘણી ખુશીની વાત! તને પણ જોડલાં અવતરે અને પછી તેઓનું પેટ ભરતાં કંટાળી ન જા એટલે બસ."

"ભલે ને જોડલાં આવે–હું કાંઇ કંટાળવાની નથી!"

કર્મ ધર્મ સંયોગે બોલવા પ્રમાણે જ થયું. દિવસો પુરા થતા મારી સ્ત્રીએ જોડલાંને જન્મ આપ્યો! અહા! સંતતિનો લોભ કેટલો બધો કઠણ છે! પોતાના હાલ થાય તો હરકત નહિ પણ પોતાનાં બાળબચ્ચાંને કષ્ટ થાય નહિ એટલા માટે માબાપો કેટલું બધું દુઃખ વેઠે છે!

છોકરાંઓ માટે મારે ત્યાં ઘોડીયું તો નહોતું ત્યારે સુવાવડી માટે ખાટલાની આશા તો ક્યાંથી જ રાખી શકાય! આમ બિચારીને ભોંય ઉપર પડી રહેવું પડતું એક છોકરાંને રડતું બંધ રાખે ત્યાં બીજું પોતાનો સુર શરૂ કરે! તેને શાંત કરી મારી સ્ત્રી જરા સુવા જાય છે તો ત્રીજાનો ભેંકડો શરૂ થાય! આમ એક સરખા ત્રાસથી અને પેટ પુરતું ખાવાનું નહિ મળવાથી તેની ઉંઘ ઉડી ગઇ અને શરીરમાં દુબળી થઇ ગઇ. થાનમાંથી દુધ પણ સૂકાઇ ગયું.

આટલો ત્રાસ હોવા છતાં પણ છોકરાંઓ રાતના થોડા

વખત સુધી જાય એટલે તે બિચારી કોઈનું દળણું દળવા લાવી હોય તે પુરૂં કરતી. કારણ કે, તેમ ન કરે તો બીજા દિવસે ખાય શું ?

આવી રીતે જેમ તેમ દિવસો પસાર કરતાં શિયાળો આવ્યો. એક તો અમે રહેતાં તે જગ્યામાં ભેજ હતો અને તેમાં વળી ઠંડીનો કડાકો પછી પુછવું જ શું !" ઓઢવા પાથરવાને કાંઈ વસ્ત્ર નહેતું એટલે છોકરાઓને પોતાની સોડમાં લઈ મારી સ્ત્રી સુતી અને શરીરની ગરમીથી તેમનું ઠંડીમાં રક્ષણ કરતી.

પહેલા જંગલમાંથી લાકડાં લાવવાને હરકત નહોતી એટલે અમારા જેવા ગરીબો તેના પર નિર્વાહ કરતાં અને રાતના વેરાગીની માફક એક ધુણી ધખવી તેની આસપાસ બાળબચ્ચાંને લઈ સૂઈ રહેતાં અને આમ ઠંડીથી પોતાનું રક્ષણ કરતાં ! પરંતુ હવે તો જંગલમાથી એક લાકડાનો કટકો લાવવો એ પણ ચોરી ગણાતી ! અર્થાત્ મજુર વર્ગનો જંગલની પેદાશ પર જીવન નિર્વાહ કરવાનો ધંધો હતો, એ પણ બંધ થયો એટલે બિચારાઓ પેટની લાહ્ય ઓલવવા ઘર ફાડવાનો અને ચોરીનો ધંધો ન કરે તો બીજું શું કરે !

કેટલાકો આમ રાઉંડ ગાર્ડની નજર ચુકવી રાત બે રાત જંગલમાંથી લાકડાં, પાન વગેરે લાવી પોતાનો નિર્વાહ ચોરી છુપીથી ચલાવે છે, છતાં તે વખતે પણ રાઉંડ ગાર્ડ આવ્યો છે એમ સાંભળવામાં આવે તો તરતજ બિચારાઓને કુહાડી કિંવા જે કાંઈ હથીયાર હોય તે જયાંનું ત્યાં પડયું રહેવા દઈ ન્હાસી છુટવું પડે તેમ ન કરે અને પકડાય તો કાળના મુખમાંથી નીકળવું અને તેના સપાટામાંથી બચવું એ બન્ને બરાબર હતું. ગાય, ભેંશ, બકરી, ઘેટાં, વગેરેના ગાત્રો જેમ વાઘની ગર્જના સાંભળતાં જ ગળી જાય છે, તેવીજ અવસ્થા રાઉંડ

ગાર્ડનું નામ સાંભળતાં જંગલી લોકોની થાય છે. રાઉંડ ગાર્ડનું નામ સાંભળતાં જ તેઓના હાથ પગ ગળવા લાગે છે. જંગલી જનાવરોની ધાસ્તી માત્ર જંગલમાં જ રાખવી પડે છે—મનુષ્ય વસ્તીમાં અને ધોળે દિવસે રાખવી પડતી નથી; પરંતુ આપણા આ રાઉંડ ગાર્ડ રૂપી વાઘની બીક ભર વસ્તીમાં પણ રાખવી પડે છે!

અર્થાત્ આવી રીતે ઠંડીથી અમારૂં રક્ષણ કરવાનું સાધન પણ નાબુદ થઇ ગયું હોવાથી ઠંડીના લીધે અમારી સ્થિતિ શોચનીય થઇ ગઇ. હું પરમેશ્વરને હમેશ પ્રાર્થના કરવા લાગ્યો કે, "હે દેવાધિદેવ! અમને આટલાં બધાં છોકરાં શા માટે આપ્યાં! અમારૂં પેટ ભરવાની પંચાત છે ત્યાં છોકરાંનાં પેટ ક્યાંથી ભરવાં?

આજે એક છોકરાને તાવ આવ્યો, તો બીજાને ઝાડા થઇ ગયા ત્યારે ત્રીજાને આંચકી આવવા લાગી! આમ બાળબચ્ચાંની સારવાર કરવા જતાં મારી નોકરી પર મારાથી બરાબર હાજર રહી શકાયું નહિ. મારી સ્ત્રી છોકરાનું કરે કે પેટને માટે મજુરી કરવા જાય? અર્થાત્ બાળબચ્ચાંઓને લીધે નોકરી પર મારા વારંવાર ખાડા થવાથી શેઠે મને પાણીચું પકડાવી દીધું અને કહ્યું કે, "આમ હમેશ ખાડા કરવાવાળો નોકર મારે જોઇએ નહિ."

લગ્ન થયા પહેલાં હું શેઠને ત્યાં એક દિવસ પણ ગેરહાજર રહ્યો ન હોતો, પરંતુ હવે મારો ઇલાજ ન હોતો. ઘરમાં બિમાર છોકરાંઓને મૂકી નોકરી પર કેવી રીતે હાજર થઇ શકાય? તેમને એમને એમ મૂકી ચાલ્યો જાઉં તો સ્ત્રી ગુસ્સે થાય અને ન જાઉં તો શેઠ ગુસ્સે થાય! આમ સુડી વચ્ચે સોપારી જેવી મારી સ્થિતિ થઇ. આ વખતે આત્મા પોકારી ઉઠતો કે જહા-

—નમમાં જાય આ સંસાર !

નોકરી પરથી છૂટી ગયા બાદ મારી કેવી દશા થઈ તેનું વર્ણન કરવું પણ મુશ્કેલ છે ! મને બબ્બે દિવસના ઉપવાસો થવા લાગ્યા. હાથ પગની હિંમત ચાલી ગઈ. તો પણ દુષ્ટ વાસનાનો મારા દિલમાં મેં સંચાર થવા દીધો નહિ. કોઈની ચોરી કરવી, ચાડી ખાવી કિંવા......એ ત્રણે વાતથી હું અલીપ્ત રહ્યો.

જેનું પેટ ભરાતું હોય તે ગંદુ કામ કરવા શા માટે જાય ? પણ પેટની આગ અને ઘરનાં માણસોના અન્નપાણી વગરના હાલ હવાલ જોઈ પૈસાની આશાથી ગમે તેવું ગંદુ કામ કરવા પણ હું તત્પર થયો. ન કરૂં તો કહું કોને ? તે વખતે મનમાં આવતું કે, સ્ત્રી અને બાળબચ્ચાં ન હોત તો આવું ખરાબ કામ મેં કયારેય કર્યું નહોત.

આટલું કરવા છતાં પણ દાળ હોય તો ચોખા ન હોય અને ચોખા હોય તો દાળના વાંધા ! એવી મારી સ્થિતિ રહેવા લાગી. કોઈ કોઈ વાર મનમાં આવતું કે, કયાંઇ ચાલ્યો જાઉં કે જેથી સ્ત્રીનાં વચનો સાંભળવાં ન પડે અને આ સંસારની ઉપાધીમાંથી છુટો થાઉં ! પણ પુત્ર મોહ તેમ કરવા દેતો નહોતો. વળી મનમાં વિચાર આવતો કે, તેમાં સ્ત્રીનો શું દોષ ? તેની કઈ હોંશ મેં પૂરી પાડી છે ? મારા ઘરમાં આવી ત્યારથી બિચારીને પેટ ભરવાની પણ પંચાત પડવા લાગી છે !

એકવાર મનમાં આવ્યું કે, ભાઈ પાસે જઈને કંઇક મદદ માગી આવું; પરંતુ બીજી જ પળે વિચાર આવતો કે તેની પાસે પણ શું મ્હોડું લઈને જાઉં ? તેની પછવાડે પણ બાળબચ્ચાં ને સ્ત્રી લાગેલાં છે. વળી તે પોતાનાં અને મારાં લગ્નનું કર્જ કરે છે. છતાં ચાર દિવસ તેને ત્યાં જઈને રહી આવું,

એટલે મનને તેટલા દિવસની શાંતિ તો મળશે એમ માની જવાનો નિશ્ચય કરું છું એટલામાં ભાઈ તરફથી એક માણસ સંદેશો લઇને આવ્યો કે, જમવા બેઠો હોય તો હાથ ધોઇને તરત જ આવ. કારણ કે ભાભીનું પેટ દુઃખે છે અને આજ ત્રણ દિવસ થયા છતાં છુટા છેડા થયા નથી.

તેની સુવાવડના દિવસો ભરાઇ ગયા હતા એ મને પહેલેથી જ ખબર હતી, તરતજ હું તેને ત્યાં ગયો. જઇને જોઉં છું તો છુટા છેડા થઇ ગયા હતા, પણ તે બહુ અશક્ત બની ગઇ હતી. મને જોતાં જ તે રડવા લાગી અને કહ્યું કે, "હું બહુ નબળી થઇ ગઇ છું. મારા જીવનો ભરોસો નથી. માટે આ બાળબચ્ચાંઓને તમે સંભાળજો. હું તમારા ખોળામાં તેમને મૂકી જાઉં છું."

મેં તેને આશ્વાસન આપતાં કહ્યું-"તમે ગભરાવ નહિ. હજુ એમ કાંઇ માઠું આવતું નથી. થોડા વખતમાં જ તમને સારું થઇ જશે."

પરંતુ મારું આ આશ્વાસન નિષ્પ્રયોજન હતું. તેનો તાવ વધવા લાગ્યો. તેને સનેપાત થઇ ગયો. ઘણા ગામઠી ઉપાયો કરી જોયા. ડામ દીધા પણ ગુણ લાગ્યો નહિ. આખરે રાતના દસ વાગે તે આ દુનિયા છોડી ચાલી ગઇ.

તેના એક બે દિવસના તે ફુલ જેવાં બાળકને તે દિવસથી દુધપર ઉછેરવા માંડ્યું. મારા ભાઇના શેઠે તેને ઘણીજ ધીરજ આપી અને આશ્વાસન આપતાં કહ્યું કે,-'ગભરા નહિ. તને બીજાં લગ્ન માટે રૂપિયા આપીશ, પણ છોકરાનાં હાલ કરીશ નહિ." એટલું કહી દસ રૂપિયા કહાડી તેમણે મારા હાથમાં મૂક્યા.

આ વાતને દસ બાર દિવસ વહી ગયા બાદ એક દિવસે

હું, મારો ભાઈ અને તેના શેઠ અમે ત્રણે જણાં આ ગણામાં વાતો કરતા બેઠા હતા એટલામાં શેઠને એકાએક ઉલટી અને ઝાડા થઈ આવ્યા. ઘણા ઉપચાર કરી જોયા પણ ફાયદો થયો નહિ. તેમનું શરીર ઠંડુ પડવા લાગ્યું અને પાણી! પાણી! એમ બુમ પાડતાં તેમણે પરોઢીયે પોતાનો પ્રાણ છોડી દીધો.

જેના જીવ પર અમારા આખા સંસારનો આધાર હતો, તેની આવી દશા થયેલી જોઈ મારા ભાઈના તો હાથ પગ ગળી ગયા. તેનું ગળું સુકાવા લાગ્યું. એક વખત પાણી પીધું. બે વખત–ત્રણ વખત–પણ તેની તૃષા મટી નહિ. આગલી આખી રાતનું જાગરણ, અને આખા દિવસનો ઉપવાસ તેને લીધે પાણી બાધક થયું કે કોણ જાણે, તેને પણ ઉપરાછાપરી ઉલટીઓ થવા લાગી. બે ત્રણ ઝુલાબો થયા, પેસાબ બંધ થઈ ગયો અને દસ વાગે ન વાગે એટલામાં તો તે રામ બોલો ભાઈ રામ થઈ ગયો.

તે વખતે મારી કેવી સ્થિતિ થઈ હશે, તેનો ખ્યાલ તો આપ જ કરી લ્યો. જેમ તેમ મારા ભાઈના પ્રેતને સ્મશાનમાં બાળી આવ્યો અને બે ત્રણ મજુર કરી તેની પાસેની ઘરવખરી તથા બાળકોને લઈ હું મારે ત્યાં આવ્યો. તે પ્રમાણે કરવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો. આ બાજુ મારી સ્ત્રી પણ મારી રાહ જોઈને બેસી રહી હતી. તેને પણ બધી હકીકત સાંભળી બહુ લાગી આવ્યું.

તે ઘણું રડી, પણ ઉપાય શું? રડવાથી મારો ભાઈ પાછો થોડો જ આવવાનો હતો! મેં તેના મનનું સમાધાન કર્યું અને પરમેશ્વર જે સ્થિતિમાં રાખે તેમાં આનંદ માની ભાઈનાં બાળકો તેને હવાલે કર્યાં ભાઈએ અને તેની સ્ત્રીએ કહી સંભળાવેલો સંદેશો મેં તેને કહ્યો. તેમણે

મરતી વખતે કહ્યું હતું કે, "હવેથી આમનાં મા બાપ તમેજ છો. તેમનું પાલન પોષણ કરજો અમે તો જઇએ છીએ." મારી આંખમાં તે વખતે પાણી ભરાઇ આવ્યું હતું એટલે મેં તેમને ધીરજ દેતાં કહ્યું કે, " તમે તેમની બિલકુલ ચિંતા કરશો નહિ. ઇશ્વર તરફ ધ્યાન રાખો ,' એટલુંજ કહેતા જ તેણે પ્રાણ છોડયા, માટે આપણે આ બાળકોને સંભાળવાં જોઇએ."

ભાઇના શેઠે આપેલા દસ રૂપિયામાંથી હજી મારી પાસે પાંચ–છ રૂપિયા વધેલા હતા. તે .ખલાસ થાય ત્યાં સુધી તો અમારો ઘર સંસાર ઠીક ચાલવા લાગ્યો. પણ પછી શું ? આ બધાં બાળબચ્ચાંઓનું પોષણ કેમ કરવું તેની મને એક સરખી ચિંતા થવા લાગી.

મારી સ્ત્રીને ચોવીસ કલાકમાં એક ઘડી પણ શાંતિ લેવાને ફુરસદ મળતી ન હોતી. એક છોકરું હગ્યું તો બીજું ઓકે. ત્રીજાને તાવ તો ચોથું પડી ગયુ ! કંઇ ને કંઈ ત્રાસ ચાલુજ હતો. આવી સ્થિતિમાં તે કંટાળી ગઇ.

એક દિવસ તેણે મને કહ્યુ કે, " ભાઇના સસરાને ત્યાં બે છોકરાંને મૂકી આવો ત્યાં તેનો દાદી છે, તે તેમને સંભાળશે."

મેં કહ્યું:–"આ દુનેયામાં કોનુ કોણ છે? આપણાં જ આપણે સંભાળી શકતાં નથી તો પછી તેમની દાદી તેમને શું સંભાળવાની હતી !"

મારા આટલા શબ્દો સાંભળતાંજ તે મારા સામે તડુકીને બોલી ઉઠી–" ત્યારે અહિં લાવ્યા શા માટે ? મારાંનુ સંભાળી શકતી નથી તો તેમને કયાંથો કરું ? તેમને શું મારાં હાડકાં ઉકાળીને ખવરાવું ? જાવ, ભીખ માગી આવો અને તેમનું પેટ ભરો."

તેના આ કાતીલ છુરી જેવા શબ્દે મારા દિલમાં ભારે

પ્રકાશ પાડયો. ખરેખર, પુરાણીઓ અને કથાકારો કહે છે 'આ સંસાર મિથ્યા છે' તેમાં કાંઇ ખોટું નથી. મારી સ્ત્રી અને તે મને ભીખ માંગવાનું કહે? પતિનું સંકટ તે સ્ત્રીનું સંકટ એમ માને તેજ ખરી સ્ત્રી કહેવાય. શું આ નાનાં બાળકોને તેઓની દાદીને હવાલે કરૂં અને કહું કે તું સંભાળી લે! શિવ! શિવ! આવા પ્રસંગ કરતાં તો મોત હજાર દરજ્જે ઉત્તમ છે." આવા વિચારો મારા મનમાં આવવા લાગ્યા.

એટલામાં એક કહેવત મને યાદ આવી. આ દુનિયામાં બે માણસને કોઇ જાતની ચિંતા હોતી નથી, એક ભિખારી અને બીજો લખેસરી! માટે હવે ધંધો ઉદ્યોગ ન મળે તો લોકોની શરમ રાખી જીવન વીતાડવું નકામુ છે. તેથી તો કાલનું મોત આજે બોલાવવા બરાબર છે. એવો વિચાર આવતાં જ હાથમાં તપેલી લઇ ભીખ માગવાનો નિશ્ચય કરી હું ઘરમાથી બહાર નીકળ્યો.

પહેલાં હું એક મંદિરમાં ગયો અને ત્યા જઇ દેવનાં દર્શન કરી તેમના પગે પડી પ્રાર્થના કરતાં કહ્યું કે, "હે દીન દયાળુ પ્રભુ! તારાથી ડરીને નીતિથી ચાલવાવાળાને તું કેટલું બધું કષ્ટ આપે છે? ખરેખર, જો મારી પછવાડે આ બાળકોનાં છકરાં ન હોત તો પેટને માટે હું કોઇ દિવસ ભીખ માગત નહિ. બની શકે તેટલું કષ્ટ ભોગવવા છતાં પણ જો તેઓનું પેટ ભરી શકાતું નથી તો હવે ભીખ સિવાય બીજો કયો ધંધો મારો ઉધ્ધાર કરી શકે એમ છે? આ દેહમાં જીવ છે, ત્યાં સુધી ચોરી જેવું નિંદ્ય કૃત્ય મારાથી થઇ શકશે નહિ. મારા બાપદાદાએ કદી નહિ કરેલો એવો ભીક્ષાદિકીનો ધંધો આજે સ્વીકારૂં છું; પણ અહિંથી બહાર જતાં જ જો સર્પદંશથી મારૂં મૃત્યુ થાય તો તેને હું વધારે શ્રેયસ્કર માનું છું. હે પ્રભુ!

તને દયા આવતી હોય તો મને આ આપત્તિમાંથી છોડાવ !"

આ પ્રમાણે દેવની પ્રાર્થના કરી રહ્યા બાદ પહેલાં હું જેને ત્યાં નોકરી હતો, તેને ત્યાં પહેલાં ભીખ માગવા ગયો.

શેઠ ઘરમાં જ હતા. તેમણે મને જોઇને પૂછ્યું-" કેમ, તપેલી શા માટે લાવ્યો છે ? છાશ જોઇએ છે શું ?"

તેમના આ શબ્દો સાંભળી મારા મ્હોડામાંથી તો એક શબ્દ પણ નીકળી શકયો નહિ. માથું હલાવી છાશ નથી જોઇતી એમ મેં સૂચવ્યું એટલે તેમણે પુનઃ પૂછયું-" ત્યારે બોલને ? શા માટે આવ્યો છે ?"

મેં ગદ્ગદિત કંઠે તેમને બધી હકીકત કહી સંભળાવી અને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે, ભીખ માગવાને માટે તમારા બારણામાં આવ્યો છું. ઇચ્છા થાય તો ભીખ આપો. ઘેર બાયડી છોકરાં ભૂખે મરે છે."

મારૂં ભાષણ સાંભળી તેમને દયા આવી. તપેલી ભરીને તેમણે મને ચોખા આપ્યા. ઘેર જઇ મેં તે સ્ત્રી પાસે રજુ કર્યા. તેણે તપેલી ખાલી કરી પુનઃ મારા હાથમાં આપી પાછો હું તે લઇ બીજે ઘેર ભીખ માગવા ગયો. ત્યાં પણ એવોજ બનાવ બન્યો. આ પ્રમાણે સાંજ સુધીમાં ચાર-પાંચ તપેલીઓ હું અનાજ મેળવી શકયો. અનાજ ઘરમાં આવેલું જોઇ બાયડી છોકરાંના આનંદનો પાર રહ્યો નહિ.

આટલું બધું અનાજ મેં કેમ મેળવ્યું તેનો ભેદ મેં મારી સ્ત્રીને કહ્યો નહિ, તેમ તેણે પણ તે વિષે પૃચ્છા કરી નહિ. અનાજ મળતાં જ તે પોતાના નિત્યનિયમ મુજબ કામે લાગી રસોઇ કરી બધાને તેણે આનંદથી જમાડયા અને પોતે પણ જમવાને બેઠી.

મારી ભીખ માગવાની શરૂઆતનો દિવસ તો આ પ્રમાણે

ઘણો જ આનંદમાં ગયો. બીજે દિવસે પ્રભાતમાં જ ન્હાઇધોઇ હું દેવ મંદિરે જઇ આવી હાથમાં તપેલી લઇ ભીખ માગવા નીકળી પડયો. મારાં બાળકી છોકરાંની દયા લાવી કોઇ ગોળ આપતું તો કોઇ લોટ, દાળ, ચોખા વગેરે આપતું. આ બધું હું તરતજ મારી સ્ત્રીને હવાલે કરી દેતો. આમ અચાનક ઘરમાં અન જ આવવાથી હું ભીખ માગી લાવું છું એવી તેને ખબર પડી ગઇ એટલે તેણે કહ્યું:–"વાહ! બહુ સારો ધંધો શોધી કહાડયો. સાથે એક બે છોકરાંને પણ આગળીએ વળગાડતા જાવ એટલે આથી પણ વિશેષ પ્રાપ્તી થશે."

મેં વિચાર્યું કે, તેની વાત ખરી છે. જો બે મુઠીઓ અનાજ વધારે આવ્યું તે ખરૂં. તેટલો તેના મનનો ત્રાસ ઓછો થશે

આ પ્રમાણે તેની સલાહ મુજબ બીજા દિવસથી હું બે છોકરાંઓને સાથે લઇ ભીખ માગવા નીકળ્યો. મારી સ્ત્રી બહાર ગઇ હતી, તે મને બારણામાં જ મળી એટલે એકદમ ફડફડીને બોલી ઉઠી–"વાહ! સારો ન્યાય! ભાઇનાં છોકરાંને મૂકી મારા છોકરાંને શા માટે ભીખ માગવા લઇ જાવ છો?"

તેનાં આ વચનો સાંભળી હું અજાયબ થયો. મારા મનમાં એમ હતું કે, લોકો દૂષણ આપે નહિ એ માટે ભાઇનાં છોકરાં કરતાં આપણાં છોકરાંને જ સાથે લઇ જઇએ તો વધારે સારૂં. કારણ કે જગને મ્હોડે ગળણું બંધાતું નથી, જેને મરજીમાં આવે તેમ બોલે અને કહે કે, "ભાઇ મરી ગયો એટલે એના છોકરાંને ભીખ માગતાં શીખવ્યું!" એમ વિચારી મારાં છોકરાં સાથે લઇ ઘર બહાર નીકળું ત્યાં તો બાયડીએ અટકાવ્યો. તેના સંતોષને ખાતર મારાં છોકરાંને ઘેર મુકી જઇ ભાઇનાં છોકરાંને

થઈ હું ભીખ માગવા બહાર નીકળ્યો.

શરૂઆતમાં લોકોએ મને ભીખ માગતો જોઈ દયા લાવી ભીખ આપી પણ દરરોજ મને તેઓનાં આંગણે આવતો જોઈ દરેક મને જોતાંજ કટાણું મ્હોડું કરી જવા લાગ્યાં! તાત્પર્ય કે પહેલાં જે બે ચાર તપેલી અનાજ ભેગું થતું તેને બદલે હવે આખા દિવસમાં અરધી તપેલી ભરાવી પણ મુશ્કેલ થઈ પડી. વળી બીજા તિરસ્કારના શબ્દો સાંભળવા પડે તે તો જૂદા. "જા, રોજ તારા બાપનું અહિં શું દાટયું છે?" વગેરે અનેક પ્રકારનાં વચન બાણો તો હરઘડીએ મારા કાને અથડા'તા.

મેં વિચાર્યું કે, હવે જ્યારે ભીખને જ મેં મારો ધંધો બનાવ્યો છે, તો તેઓ કહે તે મારે સાંભળવું જ જોઈએ. પણ એક અજાયબી મારા મનમાં ઉત્પન્ન થયા કરતી કે આ લોકો શા માટે મને આમ કટુ વચનો સંભળાવતા હશે? "ધંધો કરી ખા-ધધો કરી ખા." એમ મને અનેક જણ ઉપદેશ આપે છે. પરંતુ હું જ્યારે કહું કે, "મને કામ સોંપો-ગમે તેવું કામ કરવાને હું તૈયાર છું." એ વખતે તેઓ ન્હાસી કેમ જાય છે? મને કામ કોણ આપે છે? રાત દિવસ મજુરી કરવાને તૈયાર છું. પણ કહેવાવાળામાંથી મને કોણ મજુરી આપે છે? આમ વિચાર કરતાં કરતાં હું સ્તબ્ધ થઈને રસ્તામાં બેસી જતો અને આંખમાંથી અશ્રુધારાઓ વહી જતી.

પહેલાંના લોકોની ધર્મશ્રધ્ધા જુદા પ્રકારની હતી. તેમના વખતમાં લોકોને ભૂખે મરવાનો વખત આવતો નહિ. કુતરા કાગડા માટે દરરોજ હિસ્સો કહાડવાનો નિયમ કેવો સુન્દર હતો. તેમાં ધર્મનું કેટલું બધું રહસ્ય સમાયેલું છે! આ નિયમ શરૂ કરનારા ધર્માત્માઓ જો આજે જીવતા હોય તો શું મારા જેવાની આવી સ્થિતિ થાય? અન્નક્ષેત્ર, સિધુ, દાન, દક્ષણા આપનારાવા-

બાઓની આજે નવા જમાનાના વિદ્વાનો પાસે મૂર્ખમાં ગણના થાય છે. પણ આ કહેવાતા મૂર્ખોએ કેટલા બધા મૂક અને ન્હાના ન્હાના જીવોનું રક્ષણ કર્યું છે, તેનો કોઇ વિચાર કરે છે ? આજકાલના નવા વિદ્વાનોમાંથી એક પણ માયનો પૂત એવો નીકળ્યો છે કે, જે પાંચ-દસ અપંગને પોસતો હોય ! છટ ! તેવી વાત તો કરવી જ નહિ.

જ્યાં જુઓ ત્યાં એશઆરામ ! એશઆરામ ! દૃષ્ટિએ પડે છે. દરેકને કામ કરવું નથી અને નકામી મિજાસ મારવા જોઇએ છે ! આનું પરિણામ એ આવ્યું છે કે, અમારા જેવા ભીખારીઓમાં જે શક્તિ છે, તે તેઓમાં નથી, અને અમારી અર્ધભૂખી સ્ત્રીઓમાં જે શક્તિ હોય છે તે તેઓના સ્ત્રીઓમાં હોતી નથી. જવા દો હવે એ વાત. મારા નસીબમાં ભીખ માગવાની આવી એ વાત ખરી ! પણ તે સાથે આવા નકામાં પતરાજીખોર માણસોના શબ્દો પણ મુંગા બેસી રહી સાભળી લેવા પડતા હતા. શું કરૂં ! કહેવત છે કે, "વખત પડે બાંકા તો ગધેડા કહેના કાકા." એ ન્યાયે તેઓનું હું બધુ સાભળી લેતો હતો. બાકી ખરૂં પૂછો તો તેઓના આવા શબ્દો સાંભળવા કરતાં મોત આવે તો સો ગણું સારૂં એમ મનમાં થઇ આવતું. પરંતુ સ્ત્રી અને છોકરાં તરફ નજર કરતા તેઓની ખાતર પણ જીવવું એમ માની આત્મહત્યા કરવાના જે વિચારો મનમાં ઉત્પન્ન થતા તેને જેમના તેમ હું દબાવી દેતો.

એક દિવસ છોકરાંઓને લઇ ભીખ માગવા નીકળ્યો હતો, એટલામાં સામેથી મેં એક સાધુને આવતાં જોયો. તેની સાથે કેટલાક શિષ્યો અને એક હાથી પણ હતો. હાથીને આવેલો જોતાંજ તેને જોવા માટે આખું ગામ ઉલટયું. સાધુ મહારાજે ગામની વચોવચ આવેલાં હનુમાનનાં મંદિરમાં પોતાનો ઉતારો

કર્યો. હું પણ બધા લોકોની પછવાડે મહારાજનાં દર્શન કરવા ગયો. કારણ કે છોકરાંઓ ભીખ માગવા નહિ જવા દેતાં હાથી પાસે લઇ જવાને જ મને કહેતાં હતાં.

સાધુનાં મેં દર્શન કર્યાં. તેણે આખા શરીરે ભસ્મ ચોળી હતી. કેટલીક વખતે ગામના મોટા મોટા લોકો તેમનાં દર્શનાર્થે આવવા લાગ્યા. તે વખતે તેઓની સાથે વાતચિત કરતાં સાધુ મહારાજે ઉપદેશ આપતાં કહ્યું કે, "માણસ પોતાના અજ્ઞાનથી જ ચિંતા કર્યા કરે છે. તેમણે તો ઇશ્વર પર ભરોસો રાખી સ્વસ્થ બેસી રહેવું જોઇએ. તેની આજ્ઞા સિવાય એક પાંદડું પણ હલતું નથી. એક દિવસના બાળકને છોડી મરી જનાર માતાનાં પુત્રનું રક્ષણ કરનાર મળીજ રહે છે. કોઇ પણ કાકી, મામી માશી કિંવા દાદી આવીને ઉભી રહે છે અને તેઓ દ્વારા ઇશ્વર તેનું રક્ષણ કરાવે છે. તેવી જ રીતે એક વેંત ભરના પેટ માટે આપણે શા માટે એટલી બધી કાળજી રાખવી જોઇએ! હાથી જેવાનાં પેટ જંગલમાં ભરાય છે તો પછી મનુષ્યનું પેટ તે શી વિસાતમાં! આ અમારી સાથે હાથી છે, તે કયા જંગલમાં જન્મ્યો હશે, તેનાં માબાપ ક્યાં હશે તેનો પત્તો છે શું? તેનું અન્નોદક ઇશ્વરે અમારી સાથે નિર્માણ કર્યું હશે! એટલે અમારે ત્યાં આવ્યો. અમારે ત્યાંના અંજળ પાણી ખુટી જશે એટલે બીજાને ત્યાં જશે તેનાં માબાપોને તેની કાળજી રાખવી પડે છે શું? આમ કરોડો પ્રાણીઓનું પોષણ તેની ઇચ્છા મુજબ થયા કરે છે છતા માણસ જાત પોતાની સંતતિ માટે નકામી ચિંતા કર્યા કરે છે એ તદ્દન મૂર્ખતાનાં લક્ષણ છે. બાળકનો જન્મ થતાજ તેની માતાના સ્તનમાં દુધ તેનો બાપ ઉત્પન્ન કરે છે? ના. આખા જગતનો પિતા તે ઉત્પન્ન કરે છે–તેનેજ બધાની

કાળજી લાગી રહેલી હોય છે છતાં માણસ અજ્ઞાનથી તેની ચિંતા રાખ્યા કરે તો તેમાં દેવ પણ શું કરે ? તેનું ફળ તેને ભોગવવું પડે."

એટલું કહી તેમણે મારા હાથમાંની ભીખ માગવાની તપેલી તરફ આંગળી કરી કહ્યું–" જુઓ, આટલા વખતમાં દરરોજ તે ભરાઈ જતી હશે, પરંતુ આજે ખાલી છે. ઈશ્વરના મનમાં તેનો આ વખત ભીખ માગવાના કામ માટે નહિ પણ અમારાં દર્શન માટે જવાનો હશે, એટલે તેની તપેલી ક્યાંથી ભરાય ? હવે મારા મનમાં ઈશ્વરે પ્રેરણા કરી છે કે, તેની તપેલી ભરી દે. તે માગતો નથી, છતાં હું ભરી દઉં છું એમ કહી તેમણે એક નોકરને હાક મારી અને તપેલી ભરી અનાજ લાવવાનું કહ્યું. તપેલી ભરાઈને આવતાં જ સાધુ મહારાજે કહ્યું–" જોયું આ પ્રત્યક્ષ પ્રમાણ ? આજના દિવસનું અન્ન તેને મારા તરફથી મળવાનું હશે. ગઈ કાલ સુધી ભીખારી તમારા ગામમાં હશે, એવી મને ખબર પણ નહોતી, પણ તેને ભીખ આપવા માટે ઈશ્વરે મને આજે અહિં મોકલી આપ્યો. તેજ મુજબ આજનું અમારું સીધું (તમારા) ગામના લોકો પર આધાર રાખે છે. અમારી સાથેના માણસો આજે અહિં જ્યાં ત્યાં થુંકશે મળમૂત્ર વિસર્જન કરશે, કેટલાકની સાથે સારી રીતે વર્તશે ત્યારે કોઈ સાથે ટંટો પણ થશે; પરંતુ એટલું તો ખરું કે, જે જે ક્રિયાઓ ઈશ્વરીય પ્રેરણાથી થવાની હશે તે ખલાસ થતાં જ અમે આવતી કાલે બીજે ગામ ચાલ્યા જઈશું. આવતી કાલનો અમારો અન્નોદકનો ઋણાનુબંધ કયે ગામ લખ્યો હશે, તે કોણ કહી શકે એમ છે ! કહેવાનું તાત્પર્ય એટલું જ કે, ઈશ્વરની ઈચ્છાથી આખું જગત ચાલી રહ્યું છે. માત્ર આપણે તો નિમિતના અધિકારી છીએ.

ઇત્યાદિ.

આ પ્રમાણે સાધુ મહારાજનો ઉપદેશ સાંભળી મારા મનમાં થઇ આવ્યું કે, મેં અત્યાર સુધી નકામી ઉપાધી કરી. તેઓની કાળજી રાખનાર સર્વશકિતમાન ઇશ્વર છે. આમ મનમાં લાવી તપેલી મેં ઘરમાં જઇને ખાલી કરી અને જમી રહ્યા બાદ પુનઃ સાધુ મહારાજ પાસે આવીને બેઠો. તે વખતે હાથીને લાડુ ખવરાવવામાં આવતા હતા. આ દેખાવ મારી દૃષ્ટિએ પડતાં જ મેં વિચાર્યું કે, "પેટને માટે શું હાથીને પ્રયત્ન કરવો પડે છે? ના. ઇશ્વર તેને તૈયાર માલ જ ખવરાવે છે, તો પછી આપણે પેટને ખાતર નકામી કાળજી શા માટે રાખવી જોઇએ? આ પ્રમાણે વિચાર કરી મનમાં પાકો નિશ્ચય કર્યો કે, ગમે તે થાય પણ આવતી કાલથી ભીખ માગવા જવું નહિ.

કેટલાક વખત બાદ ગામના શિષ્ટ લોકો સાધુ મહારાજ માટે આટો, દાળ, ચોખા વગેરે સીધું ઘેર ઘેરથી એકઠું કરીને લઇ આવ્યા. તે વખતે ગામમાંથી આટલો બધો તૈયાર આટો મળી શકે એમ ન હોતું એટલે મ રી આને પણ મજુરી મળી હતી. મને લાગ્યુ કે, ઇશ્વર પર ભરોસો રાખનાંજ તેણે તેના પેટ માટે તજવીજ કરી રાખી કોઇનું કોઇના વગર અટકીને રહેતું નથી. માણુસો એક બીજાને માટે નકામી કાળજી કર્યા કરે છે, એ વાત ખરી છે.

સાધુ મહારાજ પુનઃ ઉપદેશ આપતા કહેવા લાગ્યા—ઇશ્વરના ચરણુમાં માણુસે ખરી એક નિષ્ઠા રાખવી જોઇએ એટલે દેવ કાંઇ દુર નથી. રાજા વિક્રમ એકાદ શંકા ઉપસ્થિત થતાંજ માત્ર પરોપકાર માટે પોતાની આરાધ્ય દેવી પાસે જતો અને તલવાર કહાડી પોતાની ગરદન પર મૂકતો અને કહેતો કે, "હે જગદેવ! હું આ બાબણુ કિંવા સંકટમાં

પડેલી સ્ત્રી માટે જીવપર ઉદાર થયો છું. તેનું આટલું કામ કર નહિ તો મારું ગળું કાપું છું.''

તેની આવી અટલ પ્રતિજ્ઞા સાંભળતાં જ દેવી તેને પ્રસન્ન થતી અને તેને આત્મહત્યા કરવા દેતી નહિ. આવી રીતે મનુષ્યની નિસ્સીમ ભકિત હોય તો દેવ તેનાથી દુર રહેતો નથી. ભકિત અને દઢ વિશ્વાસ હોય તો દેવને પ્રસન્ન થવાને વાર લાગતી નથી. માત્ર ભકતનો પાકો નિશ્ચય જોઇએ.''

સાધુ મહારાજનો આ ઉપદેશ સાંભળી મારા દિલમાં પણ થયું કે, આપણે ઇશ્વરની એક ધ્યાનથી ભકિત કરવી અને જીવપર ઉદાર થઇ તેના શરણમાં જવું. હું પણ વિક્રમ રાજાની માફક જીવ આપવાનો પાકો નિશ્ચય કરીશ તો તેને પ્રસન્ન થયા વીના છૂટકો નથી. તે વખતે બાયડી-છોકરાં માટે ભીખ માગવાનું ન રહે તેવી પ્રાર્થના કરીશ. આમ નિશ્ચય કરી હું મારે ઘેર આવ્યો.

સ્ત્રીએ રાતના જમવાનું તૈયાર કરી રાખ્યું હતું તે જમી હું સૂઇ ગયો. તે દિવસની આખી રાત મારી સ્વપ્નાવસ્થામાં ગઇ. મેં જાણે કે નદીના પ્રવાહમાં ભુસકો માર્યો છે, અને ઇશ્વર મારો હાથ પકડી મને તેમાંથી બહાર કહાડે છે એવો દેખાવ મારી નજરે પડયો. ઇશ્વરે મને એક કોઠાર બતાવ્યો અને કહ્યું કે, આમાં ઘઉં, બાજરો, ચોખા, દાળ કપડાં લત્તાં વગેરે ભર્યું છે, તેમાંથી તારે જોઇએ તેટલું લેતો જજે.''

આ વખતે મારા મનને કેટલો બધો આનંદ થતો હતો તેનું વર્ણન હું કરી શકું એમ નથી, પરંતુ આનંદના આવેશમાં, ને આવેશમાં હું મારી સ્ત્રીને હાંક મારવા લાગ્યો. આમ કરવાનો મારો હેતુ એટલો જ હતો કે, તું ગરીબને ઘેર આવી છે. માટે લે હવે તારી ઇચ્છાઓ પુરી કર.''

મારી બૂમ સાંભળી તે એબાકળી થઇને ઉઠી અને મને ઢંઢોળીને ઉઠાડતાં બોલીઃ–" આમ બુમો શું માર્યા કરો છો હું તો તમારી પાસે જ છું."

મેં તેને કહ્યું:–" મને એક સ્વપ્ન આવ્યું હતું તેમાં ઈશ્વરે પ્રસન્ન થઇ એક કોઠાર બતાવ્યો. તેમા કપડાં લત્તાં અનાજ વગેરે ભરેલું હતું તે લેવા માટે હું તને બોલાવતો હતો. હજી પણ તે અનાજની ગુણો અને કપડાંની ગાંસડી મારી નજર સામે તરે છે !"

તેણે કહ્યું:-" શુ તમને દેવ પ્રસન્ન થયા? ત્યારે તો હવે બાકીજ શું રહ્યું !"

મે કહ્યુ:-" વારૂ, તને બતાવું છુ કે દેવ પ્રસન્ન થાય છે કે નહિ. આજને આજ દેવને પ્રસન્ન કરૂ તો મને ખરો કહેજે. ગઈ કાલે જ દેવને કેમ પ્રસન્ન કરવા તેનો ઉપદેશ મે સાધુ મહારાજ પાસેથી સાંભળ્યો છે."

"ઠીક છે હવે. દેવ પ્રસન્ન થાય ત્યારની વાત ત્યારે. પણ હમણા તો ઉઠો અને તપેલી લઇ ચાર ઘર જઇ આવો !"

"નહિ. આજથી હું ભીખ માગવા જવાનો નથી. ઇશ્વર આપે તોજ ખાવું છે નહિ તો આ પ્રાણ જાય તો હરકત નહિ એવો દઢ નિશ્ચય કર્યો છે."

તેને લાગ્યું કે, આ બોલે છે એટલુજ. હમણાંજ તપેલી લઇને ભીખ માગી આવશે એટલે ઉઠીને તે તેના ઘર કામે વળગી.

હું પણ ઉઠયો અને ન્હાઈ ધોઇ ઇશ્વરની પ્રાર્થના કરતો બેઠો. સાત-આઠ-નવ વાગ્યા પણ મને નિશ્ચિંતપણે બેઠેલો જોઇ મારી સ્ત્રી હાથમાં તપેલી લઇને આવી અને કહેવા લાગી–" આમ નવરા થઇ ઘરમાં બેસી રહેવું એ સારૂં નહિ. બપોર થશે ત્યારે

તમને ખાવાનું શું આપીશ ? છોકરાંઓ પણ ભૂખથી તરફડવા લાગશે માટે ઉઠો અને ચાર ઘર માગી આવો. પ્રયત્ન કર્યાં વગર કાંઇ આમ નકામા બેસી રહેવાથી ઇશ્વર પ્રસન્ન થતો નથી."

મેં તેને સ્પષ્ટ કહી દીધું કે, "આજ પછી હું ભીખ માગવા જવાનો નથી. જે થવાનું હોય તે ભલે થાય. તમે જમો કે ભૂખ્યાં રહો તેની મને ચિંતા નથી. દાંત દીધા છે તે ચાવણું આપ્યા વીના રહેશે નહિ."

મારા આટલા શબ્દો સાંભળતાં જ તે બાઇનાં છોકરાંઓને ઘસડતી મારી પાસે લઇ આવી અને બોલી–"આમને બહાર લઇ જાવ. પછી તેમને જમવા આપજે કે ભૂખ્યા રાખજો. મારા ઘરમાં એ ન જોઇએ. મુવાંએ જન્મ લીધો ત્યારથી માને ખાધી. પછી બાપને ખાધો અને હવે મારા સંસારની ધુળધાણી કરવા આવ્યાં છે."

તેનું આવું ભાષણ સાંભળી મારા દિલને પણ સંતાપ થયો. મેં તે છોકરાંઓને મારી સાથે લીધાં અને ગુસ્સામાં ને ગુસ્સામાં નદીનો રસ્તો લીધો.

હું નદી પર પહોંચ્યો. ત્યાં એક ઝાડ નીચે બન્ને છોકરાંને બેસાડયાં. પછી મેં દેવની પ્રાર્થના કરી અને કહ્યું–"હે અનંત દયાળુ પરમેશ્વર ! આ બચ્ચાંઓને અન્ન વિના તરફડવા દઇશ નહિ. જો તું ખરેખર દયાળુ હોય તો અહિંજ તેમને માટે અન્ન મોકલાવી દે."

છોકરાંઓ એક સરખાં રડવાં લાગ્યા. તેઓ કહેવા લાગ્યાં કે, "બાપા, ભૂખ લાગી. કંઇક ખાવા આપો." પણ તે દિવસના ચમત્કારની વાત શું કહું ? તે રસ્તો રાહદારીનો હોવા છતાં તે દિવસે ત્યાંથી એક પણ માણસ કિંવા ગાડી ઘોડો પસાર થયો નહિ."

બપોર થયા પણ કોઇ તે રસ્તેથી પસાર થયું નહિ એટલે કંટાળીને મેં ઇશ્વરને પ્રાર્થના કરતાં કહ્યું-“ દેવાધિદેવ ! હજી મારો અંત ક્યાં સૂધી લેવો છે? શું આટલી પરીક્ષા ઓછી થઇ ? પણ મારી તો પ્રતિજ્ઞા છે કે, જ્યારે તું અન્ન મોકલાવી આપીશ ત્યારેજ લઇશ નહિ તો મારો પ્રાણ આપીશ. ”

આમ હું દેવની પ્રાર્થના કર્યાં કરતો હતો એવામાં નાના છોકરાના ડોળા સફેદ થઇ ગયા. હું ગભરાઇને તરતજ ઉઠયો અને નદીનું પાણી લાવી તેની આંખો પર છાંટયું, ત્યારે આંખ ઉઘાડી તેણે મારા સામુ જોયું. મેં તેના મ્હોડામાં થોડુંક પાણી રેડયુ. તે પી તરત જ તે સુઇ ગયો.

આ વખતે મેં વિચાર કર્યો કે, અન્ન વગર આ બીજા છોકરાની પણ તેવીજ ગતિ થશે. હવે વિલંબ કરવામાં સાર નથી. ઇશ્વરને મારી ભક્તિની ખાત્રી થતી નથી માટે જીવ દેવો તેજ ઉત્તમ છે. આવો વિચાર મનમાં આવતાંજ મેં મારા ધોતીયા સાથે મોટો પથરો બાધી લીધો અને નદીમાં પડવા જાઉં છું એટલામાં બીજા છોકરાએ બુમ મારી કહ્યું-“ બાપા, ક્યાં જાવ છો ? ”

“ તારા માટે ખાવાનું લેવા. ’

એટલું કહી હું નદીમાં ઉંડા પાણીનો ધેરો હતો તે જગ્યાએ આવી પહોંચ્યો અને ઇશ્વરની મૂર્તિનું ધ્યાન ધરી કહેવા લાગ્યો:- “ હે પરમેશ્વર, હજી સૂધી મારી ભક્તિનો તમને વિશ્વાસ આવતો નથી ? તો હવે મારી તમારા ચરણમાં કેટલી એકનિષ્ટા છે, તેનો પ્રત્યક્ષ દાખલો જુઓ ” એટલું કહી પાણીમાં મેં ઝંપલાવ્યું.

યમદેવ ! મારી આ હકીકત છે. તેમાં મારો કેટલો

અપરાધ છે તે કહો. ઇશ્વરની મુલાકાત માટે તેની પાસે વિનંતિ કરવા માટે મેં જીવ આપ્યો તેમાં ખોટું શું કર્યું? તે દેવ કયાં છે તે મને બતાવો. હું તેની સાથે ટંટો કરવા માગું છું. વિક્રમને અનેક વખત તરવારના ઘાથી બચાવ્યો તો પછી મને પાણીમાંથી કેમ બહાર કહાડયો નહિ? પેલા સાધુ મહારાજના ઉપદેશમાં વિશ્વાસ રાખ્યો હું જીવ દેવા તૈયાર થયો તેમાં મારો શું દોષ?

એટલામાં યમરાજે મને ચુપ બેસી રહેવા કહ્યું અને જણાવ્યું કે, તારે વધારે બોલવાની જરૂર નથી. તારો ન્યાય બરાબર કરવામાં આવશે.

* * *

આટલી બધી જુબાનીઓ સાંભળ્યા બાદ હું ઘણોજ થાકી ગયો હતો. મને કંટાળો આવ્યા કરતો હતો છતાં બાળહત્યા અને આત્મહત્યા કરવાવાળી સ્ત્રીની કરૂણ મુખ મુદ્રા મારી નજર સામે તરવર્યાં કરતી હતી. મેં તેની તરફ યમરાજને દયા બતાવવાની અરજ કરી એટલે તેમણે મને કહ્યું–" પહેલાં તમે આસમાની રંગનાં ચસ્માં ચઢાવી તેનું અંતઃકરણ જુઓ."

મેં તે પ્રમાણે જોયું તો તેનું અંતઃકરણ બળતું હોય એવું મને દેખાયું. તેનામાં જો શ્રાપ આપવાની શકિત હોત તો તેણે પોતાની સાસુ અને જગમોહન શેઠને બાળીને ભસ્મ કરી નાખ્યા હોત એવું મને દેખાયું. એટલે મેં યમરાજને કહ્યું– "જેના તરફથી આપણને દુઃખ અને સંતાપ ઉત્પન્ન થયો હોય એનું અહિત ઇચ્છવું એ સ્વાભાવિક જ છે! તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? તેઓના તરફથી તેના પર અતિશય જુલ્મ થવાને લીધે તેણે આત્મહત્યા કરી. નહિ તો તેમ

કરત નહિ અને પોતાના પતિનો સંસાર ઉત્તમ રીતે ચલાવત. એમાં કોઇ જાતનો સંશય લાવવા જેવું નથી. અર્થાત્ મને તો જણાય છે કે, જે કારણોને લીધે તેણે આત્મહત્યા કરી, તે કારણો ઉત્પન્ન કરનારનેજ તેણે કરેલી આત્મહત્યાનું પ્રાયશ્ચિત આપવું જોઇએ અને છોડી દેવી જોઇએ. એ પ્રમાણે દરેકને આત્મહત્યા કરવાની શિક્ષા બિલકુલ થવી જોઇએ નહિ એવો મેં મારો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો.

યમરાજે કહ્યું-" વાહ ! ખાસો ન્યાય ! તમે ભૂલો છો. અમે કયા કામે બેઠા છીએ તેનો તમને ખ્યાલ છે ? તેને આવી દુષ્ટ સાસુ અમોએ કેમ આપી ? તેણે તેનો વિચાર કર્યો છે ? તમે તેનાં પુર્વજન્મનાં પાતકો સાંભળો તો તમને ખાત્રી થાય કે તેને વાઘણ જેવી સાસુ મળી હોત તો ઠીક થાત. તેજ પ્રમાણે જેણે જેણે આત્મહત્યા કરી છે, તેઓને જે જે ત્રાસ અમોએ આપેલ છે, તે અમે ખાસ આપેલ છે. તે તેઓનાં પૂર્વ કર્મોનું ફળ છે અને તેજ પ્રમાણે તેઓને અમે સુખદુ:ખ આપીએ છીએ

અમારી શિક્ષાઓ ઘણી ચમત્કારિક હોય છે. અમે કોઇની પછવાડે પેટશળ લગાડીએ છીએ, કોઇને રકતપિત્તી બનાવીએ છીએ, કોઇને ઉંઘજ આવવા દેતા નથી, કોઇને મસ્તકશુળથી બેજાર કરી મૂકીએ, કોઇને દરિદ્રી બનાવીએ છીએ પરંતુ આ બધું તેઓના પાપોનો ક્ષય થતાંજ લય પામી જાય છે અને પુનઃ દરિદ્રીને સંપત્તિ અને અનારોગ્ય ને આરોગ્ય પ્રાપ્ત કરાવી દઇએ છીએ. આ બાઇની સાસુ માફક શિક્ષા માટે કોઇને છળપ્રપંચ કરનારી સાસુ આપીએ છીએ, તો કોઇને હેરાન કરનાર પુત્ર આપીએ છીએ. પતિને ત્રાસ આપનાર સ્ત્રી હોય તો બીજા જન્મમાં તેને ત્રાસ આપનાર ધણી જ આપીએ છીએ. આત્મા દુ:ખથી ગાંજી જઇ જો સદાચરણનો સ્વીકાર કરે અને અનન્ય

આવે ઇશ્વરના શરણમાં જાય તો ઇશ્વર કૃપાથી પુનઃ તેને સુખની પ્રાપ્તિ થાય છે. ન્યાય બરાબર જ થાય છે. પાપનું તેમજ પુન્યનું ફળ તેઓએ ભોગવવું જ જોઇએ. તેમાં બિલકુલ ફેરફાર થઇ શકે નહિ. કોઇની ખટપટથી કિંવા અન્યાયી વર્તનથી જો તેમાં ફેરફાર થાય તો ઇશ્વર દોષિત ઠરે; પણ જગન્નિયંતાના હાથે તેવો દોષ થાય નહિ. કોઈનું કાંઇ ખરાબ થાય તો લોકો પોતાના દોષ તરફ નજર નહિ કરતાં વિના કારણ ઇશ્વરને દોષ દે છે. એ મોટામાં મોટી ભૂલ છે. હું તો એમ માનું છું કે, તેઓને ઇશ્વરનાં મહત્વની ખબર જ નથી એમ કહેવામાં કોઇ જાતની હરકત નથી.

આ બાબતનો વધારે સ્ફોટ કરતાં યમરાજે મને કહ્યું–"ધારો કે તમે એક પ્રદેશના રાજા છો. તમારી અદાલતમાં એક કજીયો આવે અને તેમાં એક લુચ્ચાઇ કરનાર, ચોરી કરનાર, ધાડ પાડનાર અને ખૂન કરનાર માણસ પર સાક્ષી પુરાવાથી ચાર પાંચ ગુન્હાઓ સાબીત થાય તો તમે તેને છોડી દો કે શિક્ષા કરો ?"

મેં કહ્યું–" તેમાં નવાઇ જેવું શું છે ? ન્યાય ખુલ્લો જ છે. કોઇ પણ રાજા તેને શિક્ષા કર્યા સિવાય રહે નહિ "

યમરાજે કહ્યું–" મને તેજ ઉત્તર જોઇએ છે. વારૂ, બીજો એક પ્રશ્ન પુછું છું–" તમે તેને શિક્ષા કરી એકાદ કારાગૃહમાં પુરો, ત્યાં તેનાથી કેદખાનાનાં સંકટો સહન થાય નહિ એટલે કેદખાનામાં એકાદ બાંકોરૂં પાડી તે નાસી જવાનો પ્રયત્ન કરે–સો પચાસ પગલાં તે દૂર જાય ન જાય એટલામાં પહેરેગીરના હાથમાં તે પકડાય તો તમે તેને છોડી દો કે શિક્ષા કરો ? "

મેં કહ્યું–" પહેલાંના કરતાં પણ તેને વધારે શિક્ષા કરૂં.

તેને વધારે સખ્ત પહેરામાં રાખું.”

યમરાજ—“ત્યારે તમારા મ્હોડેથી જ તમારા પ્રશ્નનો ખુલાસો થશે. તમારો ગુન્હેગાર તમારી શિક્ષાના ભયથી પલાયન કરી જાય તો તમે વધારે દોષિત ગણી તેને વધારે શિક્ષા કરો, તેજ ન્યાય અમારો. અમે કોઇને રક્તપિત્તના રોગની શિક્ષા કરી હોય અને તે રોગથી કંટાળી તેણે આત્મહત્યા કરવી જોઇએ કે અમારે શરણ આવવું જોઇએ ? અમારે શરણે આવવાથી તેને રોગ મુક્તિ થાય કે આત્મહત્યા કરી શિક્ષા ચુકવવાથી મુક્તિ મળે ? તમારા કેદીને પૂર્ણ પશ્ચાતાપ થાય, વારંવાર તમારી વિનંતી કરે, અને તમે યોજેલી શિક્ષાથી તેને ખરેખર અત્યંત દુઃખ થાય છે એવું તમારી નજરમાં આવે અને શિક્ષા ભોગવવાને તે અસમર્થ છે એમ તમને ખાત્રી આપે ત્યારે તેને માફ કરવાને તમે મુખતિયાર છો કે નહિ ? તમને દયા ઉત્પન્ન થાય તેવું વર્તન તે કેદી બનાવે તો તમે છોડી દો કે ન્હાસી જાય તેને છોડી દો !”

યમરાજનાં આ દષ્ટાંતે મારા હૃદયમાં સંપૂર્ણ પ્રકાશ પાડી દીધો. અને મને ખાત્રી થઇ કે, ગમે તેવો કઠણ પ્રસંગ આવે તો પણ આત્મહત્યા કરવી યોગ્ય નથી. ઇશ્વરની પ્રાર્થના કરવી એજ ખરો ઉપાય છે. આત્મહત્યા કરનાર ખરેખર પાપી છે. ત્યાર પછી મેં યમરાજનો ઉપકાર માનતાં કહ્યું, “આપના પ્રશ્નથી મને ખરૂં જ્ઞાન પ્રાપ્ત થયું છે એ માટે હું તમારો ઉપકાર માનું છું”

એટલું કહી મેં મૃત્યુલોકમાં જવાની ઇચ્છા દર્શાવી અને યમરાજની આ સભાનો વૃત્તાંત પુસ્તકરૂપે મૃત્યુલોકના માનવીઓને કહી સંભળાવવાની પરવાનગી માગી તેમણે કહ્યું કે, “જા, આ હકીકત પુસ્તકરૂપે પ્રસિધ્ધ કર એટલે તેનાં વાંચનની

ગમે તેવા સંકટમાં આવેલ વ્યક્તિ પણ આત્મહત્યા કરવા પ્રવૃત્ત થશે નહિ.”

આટલું તેમની સાથે સંભાષણ થતાં જ હું જાગ્રત થયો અને જોઉં છું તો હું મારા બિછાનામાં પડયો હતો.



રશિયન શહેનશાહના જનાનખાનાની

# પોલ

મોક્ષને માટે પાપ કરો પાપ-કરો નો

પોકાર કરતા

ધર્મ ગુરૂનું ચરિત્ર જાણવું હોય તો વાંચો

# દુરાત્માનો દોરદમામ

કિંવા

## રાસ્કલ રાસપુટીન

રશિયાના આ અદ્દભુત નરનું જીવન વાંચતા તમોને ખાત્રી થશે કે, સુધરેલા દેશોમાં પણ ધર્મને નામે કેવા અનાચારો થાય છે. રાજા, મહારાજા, મહારાણીઓ વધારે શું પણ ખુદ રશિયાન મહારાણી ઝારીનાએ પોતાના જીવનમાં કેવો ભાગ ભજવ્યો છે, તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

**ચાર ચિત્રો-પૃષ્ઠ ૧૧૨**

**છતાં કિંમત છ આના**

**લખો—મોજ-મજાહ કાર્યાલય**

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઇ નં. ૪

# છુપી પોલીસ

## નામ સાંભળી ગભરાતા નહિ !

## દુનિયાની બધી અજાયબી

## એમાં સમાયેલી છે.

એ અજાયબીઓથી ગુજરાતી વાચક વર્ગને માહિત કરવા હિન્દુસ્તાન,
રશીયન, જાપાન, ચીન, ફ્રાન્સ જર્મની ઇંગ્લાંડ અને
અમેરીકાના નામાંકિત ડીટેકટીવોની અદ્ભુત રોમાંચક

અને

દિલપઝીર નવલકથાઓ

**છુપી પોલીસ**

નામના દર બુધવારે પ્રગટ થતા અઠવાડીકમાં
પ્રસિદ્ધ થાય છે. તે સિવાય સેશન કોર્ટ
હાયકોર્ટ અને પોલીસકોર્ટના કેસ
પણ આપવામાં આવે છે.

વાર્ષિક લવાજમ રૂા. ૩) વી. પી. ૩।, દેશાવર રૂ. ૫)